વડીલ સુરબ્બી

સૌજન્યમૂર્તિ

શ્રી છોટાલાલ ત્રિભુવનદાસ જાની

બી. એ. બી. ટી. એસ. ટી. સી.

એમને સાદર



# નિવેદન

સ્વ૦ સાક્ષર મણિલાલ નભુભાઈએ પોતાના જીવિતનો હેતુ નક્કી કર્યો અને પ્રજાને સ્વધર્માભિમુખ કરવાનો મહાન પુરુષાર્થ આરંભ્યો (ઈ. સ. ૧૮૮૫) ત્યારથી તે તેમનું અવસાન થયું (ઈ. સ. ૧૮૯૮) ત્યાં લગી તેમના જીવન-કાર્યનું વાહન તેમનાં માસિકપત્રો હતાં. તેમણે ક્રમે તેર વર્ષ 'પ્રિયંવદા' (૧૮૮૫-૧૮૯૦) અને 'સુદર્શન' (૧૮૯૦-૧૮૯૮) ચલાવ્યાં હતાં.

એ માસિકોમાં પ્રગટ થયેલા તેમના તેમજ અન્ય વિદ્વાનોના લેખોનો મોટો જથ્થો ભાષા અને વિચારની દૃષ્ટિએ ચિરકાલીન મહત્ત્વનો ગણાયો છે. ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેનું મહત્ત્વ ઘણું છે. ધર્મ, સમાજ, ગૃહ રાજ્ય અને સાહિત્યને લગતા પ્રાણપ્રશ્નોની જેટલી તાત્ત્વિક તેટલી જ ઉગ્ર ચર્ચા એ માસિકોમાં થયેલી છે. એક રીતે કહીએ તો પ્રજાના સાંસ્કૃતિક ઉત્થાનનો ઇતિહાસ એમાં પડેલો છે.

ગુજરાતમાં સાક્ષરી પત્રકારત્વનો આદર્શ આ બે માસિકોએ સૌ-પ્રથમ સ્થાપ્યો. તે માસિકોની ફાઈલો આજે એકાદ બે જૂના ગ્રંથાલયો સિવાય કોઈ સ્થળે જોવા મળવી મુશ્કેલ છે. તે કાળના પ્રવાહમાં લુપ્ત થઈ જાય તે પહેલાં સાહિત્યના અભ્યાસીઓ તેમાંની લેખસામગ્રીનો સંશોધનાર્થે શક્ય તેટલો બહોળો ઉપયોગ કરવા પ્રેરાય તે હેતુથી આ પુસ્તકની યોજના કરેલી છે.

એ સામગ્રીનો વ્યવસ્થિત પરિચય કરાવવાનો અહીં મુખ્ય ઉદ્દેશ છે. સૌપ્રથમ બન્ને માસિકોમાં તેર વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં તમામ

નાનાંમોટાં લખાણોની ક્રમિક સૂચિ તૈયાર કરી. તેની સાથે સાહિત્ય, સમાજ, ધર્મ, રાજકારણ, પત્રકારત્વ એમ વિવિધ દૃષ્ટિએ ધ્યાનપાત્ર જણાતા લેખો વિશે ટૂંકી વિવેચનાત્મક નોંધ, સંબંધ ધરાવતા અંશોના અવતરણ સહિત, તૈયાર કરીને જોડી છે, જે મણિલાલના સાહિત્યનો અભ્યાસ કરવા ચાહનારને યત્કિંચિત્ ઉપયોગી થવાનો સંભવ છે

બન્ને પત્રોને લગતી તંત્રીની વર્ષારંભે પ્રગટ થતી નોંધોને પણ અહીં એકત્ર કરીને મૂકી છે, જેથી તેમનું સંસ્કારશિક્ષક તરીકેનું ધ્યેય પત્રકાર અને સાહિત્યકાર મણિલાલનું વિલોકન કરનારની નજર સમક્ષ રહે. આરંભમાં પત્રકાર મણિલાલના કાર્યની ટૂંકી સમીક્ષા કરતો લેખ મૂક્યો છે.

એ જમાનામાં તંત્રી પોતાથી ઇતર લેખકનું લખાણ 'મળેલું' એવી સંજ્ઞાથી પ્રગટ કરે એવો શિરસ્તો હતો. આનો ગેરલાભ એ થયો છે કે આ માસિકોમાં પ્રગટ થયેલાં ઘણાં ગદ્યપદ્ય લખાણોનું કર્તૃત્વ નિશ્ચિત કરવું આજે મુશ્કેલ બન્યું છે. આનંદશંકર ધ્રુવ, માનશંકર પી. મહેતા, દોલતરામ કૃ. પંડ્યા, જટિલ વગેરે 'સુદર્શન'માં ચાલતી ચર્ચામાં અવારનવાર ભાગ લેતા. કાન્ત, કલાપી અને બાળાશંકર ઉપરાંત તે સમયના અનેક ઊગતા કે અલ્પપ્રસિદ્ધ કવિઓની રચનાઓ એમાં પ્રસિદ્ધ થતી. આજે એવી સંખ્યાબંધ કૃતિઓનું કર્તૃત્વ નક્કી કરવું એ એક સમસ્યા બની ગઈ છે. અનેક સ્થાને અહીં અનુમાન અને શંકારૂપે અભિપ્રાય આપવો પડ્યો છે. આ દૃષ્ટિએ કેટલીક સામગ્રી અલાયદા સંશોધનનો વિષય બને તેમ છે.

'સુદર્શન' અને 'પ્રિયંવદા'ની અહીં ઉપયોગમાં લીધેલી ફાઈલો હાલ અમદાવાદની ગુજરાત વિદ્યાસભા સંચાલિત ભો. જે. વિદ્યાભવનના ગ્રંથાલયમાં સચવાયેલી છે. કદાચ બીજા ખાનગી કે જાહેર ગ્રંથાલયોમાં પણ હશે. (૧૮૯૮-૯૯ એટલે કે મણિલાલના અવસાનના વર્ષની ફાઈલ મને જોવા મળી નથી.) આ ફાઈલોનો ઉપયોગ કરવા દેવા બદલ તે સંસ્થાના અધ્યક્ષશ્રીનો હું અંતરથી આભાર માનું છું.

આ પ્રકારનું અભ્યાસ–પુસ્તક ગુજરાતીમાં કદાચ આ પહેલું જ પ્રસિદ્ધ થાય છે. 'જ્ઞાનસુધા', 'સમાલોચક', 'વસંત' વગેરે તે કાળનાં માસિકોમાં સાહિત્ય અને સંસ્કૃતિની દૃષ્ટિએ અભ્યાસોપયોગી નીવડે તેવી સામગ્રી સંશોધનની રાહ જોતી પડી છે.

આ પુસ્તક પ્રગટ કરવામાં ગુજરાત યુનિવર્સિટીએ કરેલી આર્થિક સહાય બદલ હું તે સંસ્થાનો ઋણી છું.

અહીં મૂકેલી સામગ્રી એ દિશામાં નાનકડું પગલું ભરવા એકાદ અભ્યાસીને પણ પ્રેરશે તો મારો શ્રમ સાર્થક થયો ગણીશ.

મોડાસા

ધીરુભાઈ ઠાકર





# અનુક્રમ





# આત્મધર્મી પત્રકાર

મણિલાલ નભુભાઈ દ્વિવેદી આપણી સાક્ષરપેઢીના વિરલ ભૂષણરૂપ વિદ્વાન હતા. તેમના સાહિત્યિક વ્યક્તિત્વનાં કવિ, નાટકકાર, નિબંધકાર, નવલકથાકાર, ગદ્યકાર, વિવેચક, સંશોધક એમ અનેક પાસાં હતાં. તેમનું મોટા ભાગનું સાહિત્ય ધ્યેયલક્ષી હતું. લેખનકાર્ય દ્વારા પ્રજાને સ્વધર્મનું રહસ્ય સમજાવીને તેનું સાંસ્કૃતિક ઉત્થાન સાધવાનો તેમનો ઉદ્દેશ હતો. વસ્તુતઃ તે જ એમનું જીવનકાર્ય ( mission ) બની રહ્યું હતું. આથી તેમની સાક્ષરતા કેવળ પુસ્તકોમાં પરિબદ્ધ રહેવાને બદલે ગુજરાતી પ્રજાને પ્રાચીન હિંદુ ધર્મ અને સંસ્કૃતિ તરફ વાળનાર સચેત આંદોલન રૂપે ગુજરાતભરમાં ફેલાઈ ગઈ હતી.

લોકશિક્ષણના ઉદ્દેશને વરેલો કર્મસેવક ઘણુંખરું પત્રકાર બન્યા વિના રહેતો નથી. નર્મદ, નવલરામ, રમણભાઈ, આનંદશંકર અને ગાંધીજીની માફક મણિલાલે પણ પત્રકારત્વને પોતાના જીવનકાર્યના વાહન તરીકે અપનાવ્યું હતું. તેમણે વેદાંત પર શ્રદ્ધા મૂકીને અદ્વૈતનો જીવિતના ધ્યેય તરીકે સ્વીકાર કર્યો, ત્યારથી તે તેમનું અવસાન થયું ત્યાં લગી તેમનો 'પ્રિયંવદા' અને 'સુદર્શન' દ્વારા ગુજરાતમાં સાંસ્કૃતિક જાગૃતિ આણવાનો મહાન બૌદ્ધિક પુરુષાર્થ ચાલ્યો હતો. તેને અનુષંગે તેમણે ધર્મ–તત્ત્વ, કેળવણી, સમાજસુધારો, રાજ્યનીતિ, અર્થકારણ, સાહિત્ય, સંગીત એમ સઘળા મહત્ત્વના વિષયોની તાત્ત્વિક આલોચના કરેલી છે.

અંગત અનુભવ તથા સમકાલીન સમાજસ્થિતિના અવલોકનથી મણિલાલને સમજાયુ હતુ કે હિંદુ સમાજની સુધારણાનો પ્રારંભ સ્ત્રીશિક્ષણથી થવો જોઈએ પત્રકાર મણિલાલની કારકિર્દીનો પ્રારંભ પણ સ્ત્રીકેળવણીના વિચારથી થયો હતો. એટલે તેમના પત્રકારત્વના ઇતિહાસ સાથે તેમની સ્ત્રીકેળવણીવિષયક યોજનાની કેટલીક વિગતો જોડાયેલી છે

મણિલાલ મુબઈની સરકારી ગુજરાતી શાળાઓના ઇન્સ્પેક્ટર હતા તે વખતે (૧૮૮૪) તેમણે તત્કાલીન સરકારી ગુજરાતી વાચનમાળામા સુધારા સૂચવતુ એક ચૌદેક પાનાનુ 'સજેશન્સ ફોર ધ રીવીઝન ઓફ ગુજરાતી રીડીગ સીરીઝ' એ નામનુ ચોપાનિયું અગ્રેજીમા લખીને સરકારને મોકલ્યું હતું. તેની સાથે સ્ત્રીકેળવણી વિશે એક નાનો લેખ જોડયો હતો. તેમા તેમણે 'સમાજની નીતિના મંત્રરૂપ' નારીને, તેના તેમજ સમાજના શ્રેય સારુ, ભણાવવાની આવશ્યકતા પર ભાર મૂકયો હતો પરંતુ તેને માટે નિયત થયેલા પાઠ્યક્રમથી તેમને સતોષ નહોતો. 'હાલની કેળવણીનુ ધોરણ સ્ત્રીઓ માટે તદ્દન નિરુપયોગી છે', 'સ્ત્રીઓને સ્ત્રીઓ નહિ પણ પુરુષો બનાવવા માટે આ સ્ત્રીકેળવણી અપાય છે,' એમ કહીને તેમણે તે વખતે સ્ત્રીઓને અપાતી કેળવણીની ટીકા કરી હતી. ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનની જડ હકીકતો ગોખાવવાને બદલે પ્રત્યેક કન્યાને તેની આતરિક યોગ્યતા વધારે તેવુ ધર્મ અને નીતિનુ જ્ઞાન આપવાનો તથા ગૃહકાર્યમા ઉપયોગી નીવડે તેવા વિષયો શિખવાડવાનો તેમનો આગ્રહ હતો. આ હેતુએ તેમણે પાચમા ધોરણ પછી છોકરાઓ અને છોકરીઓનો શિક્ષણક્રમ જુદો પાડવાની સૂચના કરી હતી. ઉચ્છૃંખલતાનું કારણ અધૂરું અને ખામીભરેલુ શિક્ષણ છે એમ તેઓ માનતા એ ઊણપો પૂરે તેવી આદર્શ સ્ત્રીશિક્ષણની યોજના તેમણે ઘડી હતી અને તેને અમલમા મૂકી બતાવે તેવુ સ્ત્રીવિદ્યાલય સ્થાપવામાં

મદદ કરવા સારુ પૈસાદાર શેઠીઆ અને રાજાઓને તેમણે વિનંતી કરી હતી. અને પોતે દોરેલી યોજના પ્રમાણેની શાળા નીકળે તો તેમણે તેમાં મફત કામ કરવાની તત્પરતા બતાવી હતી. એ વખતે સૌરાષ્ટ્રમાં 'બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કોલેજ' માટે એક ભંડોળ એકઠું થતું હતું, તેને મણિલાલની યોજનાના કાર્ય માટે ઉપયોગમાં લેવાનો પ્રયાસ પણ થયો હતો. પરંતુ તેને માટે ઉદ્દેશ અગાઉથી નક્કી થયેલો હોવાથી તેમની યોજનાના સ્ત્રીવિદ્યાલય માટે ઉક્ત ભંડોળ મળી શક્યું નહીં. એટલે મણિલાલ નિરાશ થયા. મુંબઈમાં ગોકળદાસ કહાનદાસ વગેરેએ મણિલાલે સૂચવેલી શિક્ષણયોજનાના પ્રયોગ માટે એક વર્ષનું ખર્ચ આપવા કબૂલ્યું. પણ એટલામાં તેમની નિમણૂક ભાવનગર ખાતે નવી સ્થપાયેલી શામળદાસ કોલેજમાં થઈ એટલે તે ત્યાં ગયા (૧૮૮૫).

ભાવનગર આવ્યા પછી પણ સ્ત્રીશિક્ષણની યોજના તેમના મગજમાં રમ્યા કરતી હતી. પરંતુ એને અમલમાં મૂકી શકાય તેવું અનુકૂળ વાતાવરણ ત્યાં પણ હતું નહીં. એટલે તેને માટે એક 'ઘણું જ સસ્તું' માસિક કાઢવાનો તેમણે નિર્ણય કર્યો. તદનુસાર તેમણે ૧૮૮૫ના ઑગસ્ટમાં, વાર્ષિક લવાજમ માત્ર એક રૂપિયો રાખીને, 'પ્રિયંવદા' નામનું માસિક પત્ર શરૂ કર્યું, જે ટૂંક સમયમાં જ ઘણું લોકપ્રિય નીવડ્યું હતું. 'પ્રિયંવદા'માંથી મળનાર નફો કેવળ લોકહિતાર્થે વાપરવો એવી મણિલાલની પ્રતિજ્ઞા હતી. ઈ. સ. ૧૮૮૭ માં 'પ્રિયંવદા'નું આર્થિક સરવૈયું કાઢતાં તેઓ નોંધે છે:

"હાલ તેને બે વર્ષ થવા આવ્યાં છે, પણ તે મુદતમાં તો તેની વાચક વર્ગમાં અતિશય પ્રિયતા છતાં રૂ. ૧૦૦) નો ટોટો ગયેલો છે." *

* જુઓ, 'મણિલાલ નભુભાઈની આત્મકથા', 'વસંત' વર્ષ ૩૦, અંક ૩, પૃ૦ ૧૦૦.

કેખોશરો કાબરાજીના 'સ્ત્રીબોધ' પછી આશરે ત્રીસ વર્ષે સ્ત્રી-જાગૃતિને લક્ષતું આ બીજું માસિક પત્ર હતું પહેલા જ અંકમાં પત્રનો ઉદ્દેશ સમજાવતાં મણિલાલે લખ્યું હતું કે

"'પ્રિયંવદા' પોતાની પ્રિય વદવાની રીતિથી સર્વને રંજન કરશે, પણ પોતાની સખીઓ તરફ એની દૃષ્ટિ વિશેષ રહેશે [illegible], તેમના કલ્યાણમાં તેમના હૃદય [illegible] તેને સમજાવવાના મુખ્ય પ્રયત્ન [illegible] એ પોતાને ધર્મ [illegible]

આ હેતુને લક્ષમાં રાખીને 'પ્રિયંવદા'ના તંત્રીએ મોટા ભાગનું લખાણ સ્ત્રીને ઉપયોગી, સ્ત્રીને ઉદ્દેશીને અને ક્વચિત્ સ્ત્રીએ લખેલું આપવાનો કડક નિયમ રાખ્યો હોય, એમ પહેલા વર્ષના લેખો જોતાં સમજાય છે તેમાં તેમણે પોતે ઘર, શ્રદ્ધા, જ્ઞાન, વાચન, સુધારો અને સ્ત્રીધર્મ વિશે તાત્ત્વિક છતાં સરળ શૈલીમાં 'આર્યકુટુમ્બિની બાલા'ને ઉદ્દેશીને લેખો લખ્યા હતા 'ધિક્કાર ચોવીશી' અને 'પતિવ્રત', 'ટેક' વગેરે સ્ત્રીલેખકોના કાવ્યાદિ પણ તેમાં પ્રગટ થાય છે ઉપરાંત શરીર-વિદ્યાનું સામાન્ય જ્ઞાન બાળઉછેરનું કાર્ય બજાવતી ગૃહિણીને હોવું જોઈએ એ ઉદ્દેશથી તેને વિશેની એક લેખમાળા કોઈક દાક્તર અંગ્રેજી ઉપરથી લખેલી તે 'પ્રિયંવદા'માં બે વર્ષ લગી ચલાવે છે. સાથે સાથે સૌ વાચકોને નિર્મળ વાર્તારસની, સાથે ઉચ્ચ આધ્યાત્મિક જીવનનો બોધ કરાવે તેવી 'ગુલાબસિંહ' નવલકથા પહેલા જ અંકથી શરૂ કરે છે, જે લગભગ દશ વર્ષ લગી હપ્તે હપ્તે પ્રગટ થાય છે વળી નવયુગના છેલ્લા દિવસોમાં ગ્રંથવિવેચનનું કામ મંદ પડ્યું હતું તે મણિલાલે પાંચમા અંકથી શરૂ કરીને પોતાના વાચકોની સાહિત્ય-રુચિ કેળવવાનો સત્પુરુષાર્થ પણ કર્યો હતો તેમના પોતાના કાવ્યો પણ માસિકની સામગ્રીને રસાળ બનાવવામાં અવારનવાર ભાગે ફાળો આપતાં સમસ્યાપૂર્તિ, પ્રશ્નોત્તરી અને [illegible] જેવાં અંગો પણ

બીજા વર્ગથી દાખલ થાય છે અને તે પણ વાચકોને નિકટ લાવવામાં સહાયભૂત થાય છે.

વળી પોતાના વાચક સાથે સહજપણે સમરસ થઈ જતી શૈલીએ પણ 'પ્રિયંવદા'ની લોકપ્રિયતામાં વધારો કર્યો હતો. 'પ્રિયંવદા' પ્રિય બોલતી, પણ તે સત્યના ભોગે નહીં. પોતે અપ્રિય કે કટુ બની રહે તો ભલે, પણ સત્ય ને ધર્મ્ય વાત કહેતાં અચકાવું નહીં એ મણિલાલનો સ્વભાવ હતો ને 'પ્રિયંવદા'ની નીતિ હતી. 'વાચન' નામના લેખમાં, કેળવણીને બહાને વિલાયતી ઢબના સુધારા ભણી ખેંચાઈ જતી નારીને ઠપકો આપતાં 'પ્રિયંવદા' કહે છે:

"અમે એટલું જ સમજીએ છીએ કે, જરા બે અક્ષર લખતાં વાચતાં આવડયા પછી ભભકદાર પોષાક પહેરી જરા સુધારાનો ડરો ટોળ બતાવી મનમાં તો માતા મહાદેવ ને ભૂતપ્રેતથી ડરતે ડરતે પતિની બરાબરી કરવી કે તેના ઉપર દાવ ફાવે તો રાજ ચલાવવું એ તારી અવસ્થા છે. દીન! નાચ! શરમ ભરેલી જ! માફ કરજે બહેન! કહ્યા વિના છૂટકો નથી ને કહીએ છીએ; કડવું ઓસડ મા જ પાય છે."

અંગ્રેજી રીતભાત ન પાળી શકાયાથી મુંઝાઈને દુઃખ પામે એમાં ભણનારનો શો વાક ?" ('સ્ત્રીઓને ભણવાથી હાનિ થાય છે?' માંથી)

આ શૈલી વક્તવ્યમાં કોઈ વાર સ્ત્રૈણ લહેકો લાવીને પરિચિત-તાની કેવી વિલક્ષણ છાપ પાડે છે તે પણ જોવા જેવું છે:

"એક મારે નહિ લેવા દેવા રાજકાજની વાતો જોડે પણ તેની સંભાળ લેનારા કયા થોડા છે? એટલે મારે તે વાત ટાપ ।। લેવી સારી નહિ. ને મા, આપણું સ્ત્રીઓનું એ કામ પણ નહિ. આપણે તો આપણું ઘર એ આપણું રાજ્ય" ('મારી વર્ષગાંઠ' માંથી)

એક જ વર્ષમાં 'પ્રિયંવદા' તેના તંત્રીને ગુજરાતભરમાં પ્રભાવશાળી ધર્મચિંતક તરીકે ખ્યાતિ અપાવે છે. ૧૮૮૬ની શરૂઆતમાં મણિલાલને માંદગીને બિછાને પડેલા નર્મદની છેલ્લી મુલાકાત થાય છે. નર્મદને મણિલાલમાં પોતાનું સ્વધર્મ-રક્ષણનું કાર્ય ઉપાડી લેનાર સમાનધર્મા પ્રતીત થાય છે. તે પોતાનું અધૂરું રહેલું કાર્ય પૂર્ણ ઉમળકાભેર મણિલાલને સોંપે છે, અને કહે છે કે

"જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે; પણ હું કહું છું કે તેમના મંડળમાં એક જવાન ઉઠશે છે,–જે પરિણામે મારા જ વિચારો તમારે ગળે ઉતારશે"

આ જુવાન તે મણિલાલ. એ વખતે લોકો જૂના એટલે કે ઉચ્છેદક સુધારાને તજીને કાંઈક 'હિંદુ ધર્મની છાયા' હોય તેવા સુધારા તરફ વળતા હતા. તે સંજોગોમાં, 'સદ્વૃત્તિ', 'શ્રીમદ્ ભગવદ્ગીતા' જેવી લેખમાળાઓએ તથા પાંચ વર્ષના ગાળામાં પ્રગટ થયેલા 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય' જેવા ગ્રંથોએ મણિલાલની તરફેણમાં સારો એવો લોકમત કેળવી આપ્યો હતો. ગુજરાતના નારીવર્ગની, સ્વકર્તવ્યના ભાન દ્વારા, સાંસ્કારિક ઉન્નતિ સાધવાનો તેમનો એ નમ્ર પણ દૃઢ પુરુષાર્થ હતો.

આમ છતાં પાંચે વર્ષે મણિલાલને સમજાય છે કે કેવળ

સ્ત્રીઓનું માસિક લાંબો વખત ચલાવવું મુશ્કેલ છે. એટલે તેઓ વાચકવર્ગ સમક્ષ નિવેદન કરે છે કે

'એકાદ બે વર્ષના અનુભવે એમ શીખ્યું કે જે વર્ગ માટે એ વિષયો ધારવામાં આવ્યા છે તે વર્ગ તરફથી તેમને જોઈએ તેવું ઉત્તેજન મળતું નથી; ક્વચિત્ એમ થવામાં પત્રના ચલાવનારાઓની પણ કાંઈ ચૂક હશે; પણ સિદ્ધ વાત એટલી કે એને એ ઉદ્દેશથી જ પત્ર ચાલ્યાં ગયું હોત તો આજ તેની હયાતીનું ઠેકાણું હોત નહિ. ધીમે ધીમે આ પત્રે તે ઉદ્દેશ બદલી નાખ્યો અને તે સ્ત્રીઓને જ નહિ પણ સર્વને અને તેમાં પણ વિચારશીલ વર્ગને વધારે ઉપયોગી થાય તેવા વિષયો લખવા માંડ્યા. આમ કરવાથી તેનું ઇચ્છિત નમવા લાગ્યું, ને તેથી જ એ જ માર્ગે જઈ જે વર્ગને તે ઉપયોગી થઈ શક્યું છે તેને જ તે વધારે ઉપયોગી થવાના નિશ્ચય ઉપર આવ્યું.'

('સુદર્શન' માંથી)

અને જેનું 'લાડ નામ પ્રિય વદનાર' રાખ્યું હતું તેનું 'સિદ્ધ નામ શુભ દર્શનવાળું શુદ્દર્શન એટલે શુદ્ધ તત્ત્વનિર્ણય કરાવનાર' 'સુદર્શન' પાડીને પોતાના સંસ્કારોદ્બોધનના ક્ષેત્રને રાજકારણ પર્યંત વિસ્તારે છે.

આ 'સુદર્શને' લોકોના હિતાહિતનો નિશ્ચય બતાવીને સુદર્શન ચક્રની માફક સંસ્કૃતિનું રક્ષણ કરવાનું નિરધાર્યું હતું. 'પ્રિયંવદા'ના કરતાં તેનું કદ અને દળ મોટું થાય છે. હવે તેમાં તેના તંત્રી ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય એમ ચાર જુદા વિભાગો પાડીને લેખો આપે છે. ગ્રંથાવલોકન અને ફુટકળ વિષયો આવે તે જુદા. હવે સુદર્શનકારની સમક્ષ સમગ્ર ગુજરાતી સમાજ રહે છે. તેના વાચકોમાં સામાન્ય ભણેલો વર્ગ અને સુધરેલો ગણાતો શિક્ષિત સમુદાય હતો. પહેલા વર્ગને માટે તેમણે વેદાંતની વ્યવહારગમ્ય છતાં શાસ્ત્રીય સમજ આપતી 'અભ્યાસ'ની, પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સંઘટ્ટનું નિદાન કરી બતાવતી 'પૂર્વ અને પશ્ચિમ'ની અને રાજવી શિષ્ય કલાપીને રાજ્યકાર્યમાં માર્ગદર્શન આપવાના હેતુથી લેખાયેલી 'કારભાર'ની

લેખમાળા ધ્યાનપાત્ર છે ધર્મને મૂળમા રાખીને જીવિતના સર્વ
પ્રશ્નોની ગવેષણા કરવાનો આગ્રહ રાખનાર તત્ત્વવિચારકની પ્રતિભા
મણિલાલના આ પત્રકારી લખાણોમા ઝળકે છે તે એમની પત્રકાર
તરીકે પણ અપૂર્વ સિદ્ધિ છે

તેમની આ શક્તિ વિશેષ આકર્ષક અને પ્રભાવ પાડનારી
દેખાય છે તેમના વિવાદાત્મક લખાણોમા પ્રાચીન આર્ય ધર્મના
પક્ષપાતી તરીકે તેમણે દ્વૈતવાદી રમણભાઈ સાથે 'અવિકાર', 'સ્વધર્મ
અને પરધર્મ', 'સનાતન હિંદુ ધર્મ', 'આર્યના' વગેરે વિષયો પરત્વે વાદ-
યુદ્ધ ચલાવ્યુ હતુ લગભગ પોણા દાયકા સુધી 'સુદર્શન' અને 'જ્ઞાન-
સુધા' વચ્ચે, બન્નેના તંત્રીઓ વચ્ચેના પ્રામાણિક મતભેદમાથી ઊભો
થયેલો આ વિવાદ ચાલ્યો હતો ધર્મતત્ત્વ-નિર્ણયમા મણિલાલ અને
રમણભાઈના દૃષ્ટિબિન્દુઓ ધરમૂળથી જુદા હતા તેનો પડઘો સમાજ-
સુધારણા અને છેક સાહિત્ય સુધી પડ્યો હતો 'સંસારસુધારાસમાજ'
વિશેના લેખો અને 'નૂપુરઝંકાર' તથા 'હૃદયવીણા'ના અવલોકનો આના
દૃષ્ટાંતો છે

મણિલાલ અને રમણભાઈની વાદપદ્ધતિ વચ્ચે ઘણો ફેર છે
રમણભાઈની ચર્ચા કરવાની પદ્ધતિ પશ્ચિમના વકીલની છે, ત્યારે
મણિલાલની પદ્ધતિ પંડિતની છે બન્નેના લખાણો વત્તેઓછે અંશે
પ્રમાણાત્મક છે પણ રમણભાઈ કેવળ તર્કનો આશ્રય લે છે, ત્યારે
મણિલાલ તર્કને ગૌણ કરી શાસ્ત્રના પ્રમાણોથી તત્ત્વનો તાગ લગાડે
છે આથી રમણભાઈની ટીકા કે દલીલ કોઈક વખત છીછરી ચબર-
ચમત જેવી લાગે છે તેમ મણિલાલની વિશે ઓછુ બને છે એકંદરે
સ્વસ્થતા, સૌજન્ય અને ગૌરવ મણિલાલની વિવાદશૈલીના મુખ્ય
ગુણો છે શાસ્ત્ર, યુક્તિ અને અનુભવની પ્રતીતિ તર્કપદ્ધતિએ વિશ-
દપણે ચર્ચા કરવા તે ટેવાયેલા છે નિરાગ્રહભાવે પણ. આ ગૌરવપૂર્ણ
બનાવવામા મણિલાલને ગીતાના ધર્મસિદ્ધાન્ત-વેદાંત-નું સહાય-

ભૂત થાય છે. એ રીતે, મણિલાલે સાક્ષરી પત્રકારત્વનો પાયો નાખ્યો હતો એમ કહી શકાય.

પ્રજાની ધર્મરુચિ યથાર્થ સ્વરૂપમાં ઘડાય અને તેની સાથે સાથે સુઘડ રસવૃત્તિ ને સંસ્કારદૃષ્ટિ પણ કેળવાય તે આ વિદ્વાન પત્રકારનું મુખ્ય નિશાન રહ્યું હતું. सत्यं परं धीमहि એ તેમના 'સુદર્શન'નો ધ્યેયમંત્ર હતો. શુદ્ધ લોકસેવાની ભાવનાથી પોતાના ધ્યેય અનુસાર ધર્મશિક્ષણનું કાર્ય તેમણે છેલ્લા શ્વાસ લગી 'સુદર્શન' દ્વારા ચલાવ્યું હતું. ધર્મને તેમણે જીવનની નાનીમોટી સઘળી પ્રવૃત્તિઓના હૃદયમાં સ્થાપ્યો હતો. એટલે સમાજ, શિક્ષણ, રાજકારણ અને સાહિત્યની ચર્ચામાં પણ અદ્વૈત ડોકિયાં કર્યા વિના રહેતો નથી. આમ છતાં, પ્રત્યેક ક્ષેત્રમાં પોતાનું આગવું ગણાય તેવું પ્રદાન જે તે વિષયના લેખોમાં તેમણે કરેલું છે. પત્રકાર મણિલાલે એ રીતે કેળવણીવિચારક ઉપરાંત સમાજચિંતક, ધર્મોપદેશક, તત્ત્વાલોચક, વિવેચક, ગદ્યકાર અને નિબંધકાર મણિલાલની શક્તિઓને પ્રગટ કરી આપી છે.

નિર્ભયતા, નિયમિતતા, સિદ્ધાન્તનિષ્ઠા, ઉચ્ચ ભૂમિકાની તત્ત્વચર્ચા અને લોકરુચિ તથા લોકમાનસને સંસ્કારે તેવી વાચન-સામગ્રી આપવાની ચીવટ એ પત્રકાર મણિલાલના આગળ પડતા ગુણો છે. ઊભરતી રાષ્ટ્રિય અસ્મિતાની ભાવનાનો એ જમાનો ઘણુંખરું મધ્યમમાર્ગી હતો. પોતાની મર્યાદામાં રહીને પણ મણિલાલે એક સ્વમાની પત્રકાર તરીકે પોતાના ઉદ્દામ રાજકીય વિચારો બેધડક પ્રગટ કર્યા હતા. તે વખતનાં દેશી રાજ્યોમાં ચાલતા અંધેરની ટીકા કરતાં તેમણે કારભારીઓ પર સખત પ્રહાર કરેલા છે; એટલું જ નહીં, રાજધર્મ નહીં સમજનાર અને પ્રજાનું અહિત સાધનાર રાજા નાલાયક છે એવો સ્પષ્ટ અને નિર્ભીક અભિપ્રાય આપતાં તેઓ અચકાતા નથી. તેઓ કહે છે:

"વેપાર કરનાર પેઢીનો મુનીમ ચોરી કરે કે ભાગીઆમાંનો એક વિશ્વાસઘાત કરે તો તેને કેદમાં નાખો છો; ખૂન કરનારને ફાંસીએ ચઢાવો છો; ત્યારે કરોડો મનુષ્યનાં કુમળા હૃદય ઉપર વગર દરકારે પોતાની ઠ્હેલ દોડાવનાર, રાજ્યપદની મહા જવાબદારીને સમજનાર રાજકલંકને ગાદી ઉપર શા માટે રાખી શકાય ?" ('કારભાર' માંથી)

રાજ્યના અંગનો તેમણે તાત્ત્વિક તેમજ વ્યાવહારિક બંને બાજુએથી વિચાર કર્યો હતો. લોકમાન્ય ટિળકને રાજદ્રોહના આરોપસર સજા કરવામાં આવી ત્યારે તેમણે એક દેશભક્ત પત્રકારને છાજે તેટલી ચિંતા, તેને અંગે કાયદાની વિસ્તૃત ચર્ચા ચલાવીને, વ્યક્ત કરી હતી. રમણભાઈ કે આનંદશંકરને મુકાબલે મણિલાલનાં રાજકીય મંતવ્યો એ રીતે ઉદ્દામ હતાં.

બદ્ધમત સાયન્ટિસ્ટોની સાથે લેભાગુ ધર્મગુરુઓ, 'પોથીમાંનાં રીંગણાં' કરતા શાસ્ત્રીપુરાણી તથા અંધશ્રદ્ધાળુ વેવલાઓ ઉપર તેમણે કડક પ્રહારો કરેલા છે. એ રીતે સિદ્ધાંતનિષ્ઠાએ તેમને એક તરફ સુધારકોની તો બીજી તરફ સનાતનીઓની ટીકા કરવા પ્રેર્યા હતા. રમણભાઈ સાથેની અગાઉ નિર્દેશેલ ચર્ચા ઉપરાંત કહેવાતા સંમતિ વયના કાયદાને અંગે બહેરામજી મલબારી સાથે અને ભાષા તથા 'ગૂજરાતના લેખકો' અંગે હરગોવિંદદાસ કાંટાવાળા સાથે તેમને વિવાદ થયો હતો તે પણ તેમની સિદ્ધાંતનિષ્ઠાનું જ પરિણામ છે. આ બધા વિવાદોએ ગુજરાતી ભાષાને તત્ત્વચર્ચા માટે પળોટી આપી, તે એનાથી સાહિત્યને થયેલો મોટો લાભ છે.

પત્રકાર તરીકે મણિલાલનું મુખ્ય કાર્ય લોકોને ધર્મની સાચી સમજ આપીને કલ્યાણમાર્ગ ચીંધવાનું હતું; પણ લોકોની ખુશામત તેમણે કદી લક્ષી નથી. પત્રનાં વાચકોને રસ પડે તેવી શબ્દરમતો, ટુચકા અને વિનોદના પ્રસંગો તે આપતા; પત્રને આર્થિક મદદ કરનાર રાજાઓ અને શ્રીમંતોનો [illegible]

ઉલ્લેખ કરેલો છે પણ કદી કોઈની ખુશામત કે અયોગ્ય પ્રશંસા પોતાના પત્રમાં તેમણે પ્રવેશવા દીધી નથી આના મૂળમાં નિસ્પૃહતા હતી છેવટ લગી તેમની નજર વાચકવર્ગ ઉપર રહી હતી; તેથી એક કસાયેલા વક્તાની છટા તેમના લખાણોમાં આવી હતી, પરંતુ ક્યારેય સ્વાર્થહેતુપ્રેરિત આકુલતા કે ક્ષુદ્રતા તેમના પત્રમાં દેખાશે નહીં. 'મર્યાદાના તેજસ્વી પુત્ર લોક' પર આધાર નહીં રાખવાનો તેમનો સ્પષ્ટ ઉપદેશ છે એક ઠેકાણે એ 'લોક'નો રાક્ષસ તરીકે ઉલ્લેખ કરતા તેઓ કહે છે

"એવી મર્યાદા સાચવવામાંથી જ 'લોક' એવા એક મહારોગ રાક્ષસ પેદા થાય છે, અને આપણને એવો વળગી પડે છે કે તેના આગળ આપણું કાંઈ ચાલતું નથી, એક રીતે પત્ર આપણા કરતાં આપણને વધારે સ્વતંત્ર જણાય છે એ રાક્ષસના રૂપ અનેકાનેક છે, કોઈ પ્રકારે તે ઓળખાય કે હાથ થાય એ વાત અશક્યતાની અશક્ય છે, છતાં આપણી આખી જિંદગી તે રાક્ષસની સેવા કરવામાં જ, આ મર્યાદાદેવી ધૂળધાણી કરાવે છે કેટલા બુદ્ધિવિલાસ, કેટલા સત્યના ઉદ્‌ગારો, કેટલા સદ્‌ગુણના મર્મ, કેટલા કાવ્યચમત્કાર, દુનિયાને પ્રાપ્ત થાત, તે આ રાક્ષસને કુમળી વયમાં, ઊગતાં જ મારી મચડીને કેટલા મરી નાખ્યા છે? એવા 'લોક'ને ખુશી કરવાનો એક વ્યર્થ હાથ પવનને બાંધવાના વ્યર્થ પ્રયાસ જેવો છે, આપણને મર્યાદાએ વળગાડ્યો છે"
('સર્વાંદ', 'સુદર્શન' મે-જૂન, ૧૮૯૫)

વસ્તુત આ આત્મધર્મી પત્રકાર આત્મા સિવાય સત્યનું પ્રમાણ સ્વીકારતો નથી * એટલે તે કોઈ પણ બાહ્ય પરિબળથી દોરવાયા વિના આત્માના નિશ્ચયનું અવલંબન કરવા કહે છે

---

* 'પ્રિયંવદા'ના પૂંઠા ઉપર આ જ મતલબના વાક્યો અને તેનો અર્થ નીચે મુજબ છપાતા

न हि ज्ञानेन सदृश पवित्रमिह वर्तते ।
(ભ ગી ૪ ૩૮)

"આપણે સર્વદા કોઈના નિશ્ચય કરતાં આપણા આત્માના નિશ્ચય ઉપર ચાલીએ. લોકને ખુશી કરવા (જે વાત કેવળ અશક્ય છે) તે કરતા આત્માને ખુશી કરવાનું ધોરણ રાખીએ, અને વ્યવહારમાત્રમાં જે આત્મા આપણામાં આપણી પ્રકૃતિને વળગી રહી વર્ત્યા કરે છે તે જ આત્મા તે તે વ્યક્તિની પ્રકૃતિમાં રમી રહ્યો છે એમ વિચારપૂર્વક લક્ષ પહોંચાડી અભિપ્રાયો બાંધીએ અને મત આપીએ, તો ઘર અને બહાર, વ્યવહાર અને પરમાર્થ, મર્યાદા અને અમર્યાદા એનો વિરોધ આવશે નહીં."('મર્યાદ', 'સુદર્શન' મે-જૂન ૧૮૯૫)

તેમના આ વલણને કારણે મણિલાલનાં સર્વ લખાણોની અંદર ઊંડો તત્ત્વાધિગમ જોવા મળે છે. તેમનાં પત્રોમાં આવતા લોકવૃત્તની નોંધો જેવા પ્રાસંગિક લખાણમાં પણ તત્ત્વનો સ્પર્શ માલૂમ પડે છે. તેનો અતિરેક પણ કોઈ વાર વિષયચર્ચા પરથી ઊભા થતા વિવાદો અને પોતાની કવિતા પર તેમણે કરેલા ભાષ્યમાં જોવા મળે છે. આમ છતાં, લોકની સ્તુતિનિંદાની પરવા નહીં કરનાર લોકહિતૈષીનો ઉચ્ચ ભાવનાબોધ ગુજરાતી પત્રકારત્વને નક્કર અને ગૌરવપૂર્ણ ભૂમિકા બાંધી આપે છે.

એ જમાનામાં તંત્રી સિવાયના લેખકનું લખાણ, તેનું નામ આપ્યા સિવાય, 'મળેલું' એવી સંજ્ઞાથી પત્રમાં પ્રગટ કરવામાં આવતું. ઊછરતી વયનાં લેખક સ્ત્રીપુરુષો ઉપરાંત કાન્ત અને કલાપીનાં

---

उद्धरेदात्मनात्मन    नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

(ભ. ગી. ૬-૫)

[અર્થ : આ જગતમાં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કંઈ નથી. (તે પ્રાપ્ત કરવામાં) આત્મા વડે આત્માને તારવો; પણ આત્માનો નાશ ન કરવો; કારણ કે આત્મા એ જ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે. (અર્થાત્ પોતે પોતાની મેળે સન્માર્ગ ન લે, તો આત્મા આત્માનો રિપુ થવા, ને લે, તો બંધુ થયો.)]

કાવ્યો તથા આનંદશંકર ધ્રુવના લેખો એ રીતે 'પ્રિયંવદા' અને 'સુદર્શન'મા પ્રગટ થયા હતા આ પ્રથા ઊગતા લેખકને પ્રસિદ્ધિના વ્યામોહમાથી બચાવી લેતી અને સાહિત્યસર્જનની દિશામા ધીર ગતિએ નક્કર પગલા ભરવા પ્રેરતી લેખનુ કર્તૃત્વ નક્કી કરવામા પછીની પેઢીને ઘણીવાર મુશ્કેલી નડે છે એ તેનો ગેરલાભ પણ છે

મણિલાલના અવસાન સમયે 'સુદર્શન'ના ગ્રાહકોની સખ્યા ૩૭૧ની હતી એમ તેમના ઘરમાથી મળી આવેલુ ૧૮૯૮–૯૯ના વર્ષના ગ્રાહકોનુ યાદીપત્રક બોલે છે* તે ઉપરથી અનુમાન કરી શકાય કે 'સુદર્શન'ના ગ્રાહકોની સખ્યા ચારસોની આસપાસ રહેતી હશે એમાથી તેના તત્રીને દ્રવ્યપ્રાપ્તિની અપેક્ષા નહોતી તે આપણે જોયુ છે પણ તેનાથી મણિલાલની પ્રથમ પક્તિના

* તેમા નવા થયેલા ગ્રાહકોમા સર ચિનુભાઈ માધવલાલનુ નામ મોખરે છે કાયમના ગ્રાહકોમા 'નૃસિહપ્રસાદ ભોળાનાથ દિવેટીઆ આસિસ્ટટ કલેકટર નાસિક', દિ બ. મણિભાઈ જશભાઈ, 'બા સાહેબ બાઈરાજબા, લાઠી દરબારગઢ રાણીજી' અને લલ્લુભાઈ શામળદાસના નામ ધ્યાન ખેચે છે, તો 'બક્ષિસ'ની યાદીમા લાઠી ઠાકોરસાહેબ સુરસિહજી, પ્રો બળવતરાય કલ્યાણરાય, મનસુખરામ સૂર્યરામ, ગોવર્ધનરામ મા ત્રિપાઠી, મણિશકર રત્નજી ભટ્ટ, વગેરેના નામ ધ્યાનપાત્ર છે

'ગુજરાતી', 'બુદ્ધિપ્રકાશ', 'ગુજરાત શાળાપત્ર', 'આર્યધર્મપ્રકાશન', 'જૈન ધર્મ પ્રકાશ', 'જ્ઞાનસુધા', 'થીઓસોફીકલ રીડર', 'ચદ્ર', 'સયાજીવિજય', 'મુબઈ સમાચાર', 'દેશી વિજય', 'વૈદ્યકલ્પતરુ', 'સમશેર બહાદુર', 'સમાલોચક', 'મોહ શુનેચ્છક', 'સત્યવક્તા', 'ન્યાય દર્શક', 'દેશભક્ત', 'ભાટિયા પ્રકાશ', 'પ્રભાકર', 'કાઠીઆવાડ લૉ જર્નલ', 'મહાકાળ', 'પ્રજાબધુ' અને 'રાજપત્રિકા'–આટલા સામાયિકોના 'એડીટરો'ને બદલામા' 'સુદર્શન' મોકલવામા આવતુ.

લેખક અને વિચારક તરીકે પ્રતિષ્ઠા બંધાઈ હતી. ગુજરાતી સાહિત્યમાં સાક્ષરી પત્રકારત્વનો આદર્શ સ્થાપવા ઉપરાંત 'સુદર્શને' ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન ગુજરાત ખાતે ધસમસતા આવતા પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રવાહને રોકનારી શિલારૂપે એક સ્વસંસ્કાર-રક્ષક વિચારશ્રેણિ પ્રવર્તાવી તે એની અવિસ્મરણીય સેવા છે. 'જ્ઞાનસુધા', 'સમાલોચક' વગેરે તેની કક્ષાના પત્રોમાં 'સુદર્શન'ના જેટલી સત્ત્વપૂર્ણ સામગ્રી આવતી હશે કદાચ, પણ તેની નિયમિતતામાં તેના જમાનાનું કે પછીનું કોઈ સામયિક તેની તોલે આવી શકે તેમ નથી. ગંભીર માંદગીને કારણે એકવાર બે મહિનાના તેના અંક ભેગા બહાર પડ્યા હતા, તે અપવાદને બાદ કરતાં, આ પત્રોની તેર વર્ષની કારકિર્દીમાં, 'સુદર્શન' કે 'પ્રિયંવદા' કદી અનિયમિત બન્યું નથી—તેના તંત્રી કાયમની બીમારી, કુટુંબની અશાંતિ અને બીજી અનેક ઉપાધિઓથી ઘેરાયેલા રહેતા છતાં આનંદશંકરભાઈએ

"મણિલાલના વખતના સુદર્શન સિવાય કોઈ પણ પત્રને નિયમિત રહેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે કે કેમ એની મને ના છે એ સમયમાં પ્રતિમાસ સુદર્શન માટે વાચકવર્ગ તરફથી જેવી ઉત્કંઠાપૂર્વક રાહ જોવાની હતી તેવી અત્યારે કોઈ પણ ગુજરાતી માસિકની જોવાય છે?" ('સુદર્શન પૃ૦ ૧૮૦')
—એમ કહીને 'સુદર્શન' અને સુદર્શનકારને જે અંજલિ આપી છે તે ઔપચારિક પ્રશંસા નથી પરંતુ સત્ય હકીકતનું દર્શન છે.

'સુદર્શન' દ્વારા એક પક્ષ કે વિચારશ્રેણીની વકીલાત થઈ ગઈ હતી એ તેની એક મર્યાદા ગણાય. પરંતુ ઉદયકાળે જ મણીલાલ જેવા સન્નિષ્ઠ, નીડર અને લોકહિતૈષી વિચારકને હાથે તેની પર, ઊંડા ચિંતન અને સ્વાર્ પાંડિત્યની મહોર લાગી તે આપણા પત્રકારત્વનું મોટું સદ્ભાગ્ય ગણાવું જોઈએ. એ દૃષ્ટિએ 'સુદર્શન' ગુજરાતી પત્રકારત્વનો સદાયે માનદંડ બની રહો!

ધીરુભાઈ ઠાકર

# વર્ષારંભે

[ મણિલાલે પ્રત્યેક વર્ષના આરંભે, પત્રની નીતિ, લેખયોજના, વાચક ઇત્યાદિને લગતી, લખેલી તંત્રીનોંધો ]

## ઉદ્દેશ

આ પત્રનો ઉદ્દેશ જણાવવામાં આવેલો જ છે, તથાપિ તેની સવિશેષ હકીકત જણાવવી યોગ્ય લાગે છે. વર્તમાન સમયાનુકૂલ સર્વદા પત્રો, ચોપાનિયાં, વગેરે પ્રકટ થયાં જાય છે ને થશે. તે સર્વના પ્રયત્નથી જુદી જુદી બાબતોમાં જુદી જુદી તરેહના ફેરફાર થઈ શકે છે. ધર્મ,રાજ્ય, સંસાર એ સર્વનો આધાર "ઘર" ઉપર રહેલો છે. આ ઘરને જ ઉદ્દેશીને આજ સુધી ઘણાં થોડાં પત્ર પ્રકટ થયાં છે; ને તેમાં વળી તે ઘરનો સાર–નારી–તેના ખાસ ઉપયોગ માટે તો તેથી પણ થોડાં પત્ર નીકળે છે એમ કહી શકાય. અમારો ઉદ્દેશ આ ઉપરથી એમ ન સમજવો કે અમારા પત્રમાં પુરૂષોના ઉપયોગનો કે તેમને રંજન કરે તેવો એકે વિષય આવશે જ નહિ. પ્રિયવંદા પોતાની પ્રિય વદવાની રીતિથી સર્વને રંજન કરશે. પણ પોતાની સખીઓના તરફ તેની દૃષ્ટિ વિશેષ રહેશે ખરી; તેમના કલ્યાણમાં, તેમનાં હૃદય સમજવામાં, તેમને સમજાવવામાં મુખ્ય પ્રયત્ન કરવો એ પોતાનો ધર્મ માનશે ખરી.

બિચારી પ્રિયંવદા ! તારા જેવી અમારામાંનાં કેટલાંનાં ઘરને પાવન કરતી હશે ! તારી કાન્તિની ક્ષીણતા, તારા સ્વરનો ભંગ, તારાં ગાત્રની શિથિલતા એ જ આ પ્રશ્નનો ઉત્તર સહજ સૂચવે છે. જનકજનનીના ઉત્સંગને ઉલ્લાસ કરાવતી, પતિના હૃદયના પ્રેમપ્રકાશને વિપુલ કરી શાન્તિ અને આનંદલહર વિસ્તારતી, મૂર્ખલોકથી,

ધૂતારાઓથી, જ્ઞાનનો દેખાવ માત્ર રાખનાર કૃત્રિમ જ્ઞાનીઓથી અનાદર, ગ્લાનિ, તિરસ્કાર પામતી પણ બાલવૃદ્ધ સર્વની એક ભાવે એક દષ્ટિથી સેવા કરતી, દષ્ટિગોચર ન હોવાથી તારાં સંબંધીઓએ સખેદ નિરાશ થઈ તરૂણ વયમાં જ તજાયેલી તું આજે ક્યાંથી પ્રકટ થઈ? મારા હૃદયમાંનો તારા દર્શનથી થતો આનંદ કહેવાય તેમ નથી, કેવલ પરસ્પર ભાવથી સમજાય તેમજ છે. અહો, શું તારું તેજ! તારા જ્ઞાનનો પ્રભાવ! આટલાં વર્ષ વીત્યાં તોપણ તારા ચેહેરા ઉપર કરચલી પડી નથી, તારા અંગનો રંગ બદલાયો નથી, અરે! તારા મનનું બલ પણ તલપૂર ક્ષીણ થયું નથી; એટલું જ નહિ પણ આ ભૂમિ ઉપર તારા પ્રથમ પ્રવાસને પ્રસંગ તારું હતું તે તારુણ્ય પણ આજ કાંઈ વિલક્ષણ છે. તારી આકૃતિ કેવલ બાલરૂપ થઈ રહી છે. આ તે તારો કોઈ અપૂર્વ પુણ્યના પ્રભાવથી થઈ આવેલો પુનર્જન્મ છે કે તારી શક્તિનો જ ચમત્કાર છે? એ ગમે તેમ હો, પણ અમે તો તેને સર્વથા અભિનંદન આપીએ છીએ, ને અમારી ઈષ્ટદેવી માની તારી સેવામાં જ તત્પર છીએ. તારા આશીર્વાદથી, પ્રયાસથી, ઉપદેશથી, આપણી બાલાઓ તારા પદને પામે એ અમારાં યાચના, વાંછના અને કર્તવ્ય છે.

આર્યભૂમિની મૂલદેવી સરસ્વતી કાલાંતરે પુનરપિ પોતાના સજાતીય વર્ગ (સ્ત્રીવર્ગ) ઉપર પ્રસન્ન થયાના આ શુભ પ્રસંગને અભિનંદનપૂર્વક આવકાર દેતાં અમારાં સુજ્ઞ આર્ય ભગિની અને બંધુઓને પણ આ આનંદમાં વૃદ્ધિ કરવા આમંત્રણ કરીએ છીએ. વારંવાર પ્રિયંવદા સંસારનીતિ, ધર્મનીતિ, અને વ્યવહારજ્ઞાનના ઉપદેશ કરતાં રાજ્યપ્રકરણ પ્રકરણ તેમજ સાહિત્યવિષય ઉપર પણ પૂર્ણ રીતે લક્ષ આપશે. વ્યવહારનું અવલોકન કરતાં ધર્મનો માર્ગ બતાવશે; રાજ્યતંત્રનો વિચાર કરતાં શુદ્ધ મનથી અભિપ્રાય આપશે; ને સરસ્વતીનો પ્રસાદ પામી સાહિત્યસાગરમાં ઝીલતાં તેનાં બાલકોને

યથાયોગ્ય પ્રોત્સાહન કરશે. માટે સ્ત્રી પુરુષ સર્વને અમારી વિનંતી છે કે ઘણી છુટથી સંસાર, વ્યવહાર, વિદ્યા, કલા, રાજ્યપ્રકરણ ઇત્યાદિ જે વિષય ઉપર પોતાનો મનોભાવ જણાવવાની મરજી થાય તે ઉપર જણાવવો; ને અમે તે બાબતનો વિચાર કરી, યથાયોગ્ય વિચાર કરી, યથાયોગ્ય રીતે અમારી બાલાઓની સમીપ રજુ કરીશું.

ઓગષ્ટ-૧૮૮૫

## નવું વર્ષ

કોઈને નવું વર્ષ દિવાળીએ એટલે કાર્તિક માસમાં, કોઈને ચૈત્ર માસમાં ને મારે શ્રાવણ માસમાં! દેશાટનથી નિવૃત્ત થઈ આવેલા પોતપોતાના પ્રિયતમના સંયોગમાં મહાલતી સખીઓના આનંદમાં ભાગ લેવા; અથવા દૂર દેશના વિદેશીની વાટ જોઈ થાકી રહેલી અબલાની કાળી વાદળી જેવી સઘન આંખમાંથી ટપકતાં મેઘબિન્દુ જેવાં અશ્રુ લોહીને સદ્બોધરૂપી દિલાસો આપવા; અથવા મહાત્મા શ્રીકૃષ્ણના જન્મથી પવિત્ર થયેલા પ્રેમમય દિવસે ઇશ્વિરોપાસનારૂપ એકાત્મ બોધ કરવા; અથવા વાયુથી આમ તેમ ઘસડાતાં-ચઢી આવતાં-વર્ષતાં-વિખેરાતાં-વાદળને ઉદ્દેશીને વૈભવની અસ્થિરતા, ચમકતી ચપલાના જેવી જીવિતની અલ્પતા, સમુદ્રના ક્ષારજલને પણ મિષ્ટ કરી દશગણું પાછું આપવાની મેઘ જેવી ઉદારતા, સત્પુરૂષના વચનામૃતની શાન્તિ આગળ શમી જતી સૂર્યના જેવી દુષ્ટની ઉષ્ણતા, વગેરે સ્વાભાવિક સૃષ્ટિલીલામાંથી પણ બોધ કરવા; મારો આ ઋતુમાં જ જન્મ કૃતાર્થ છે. પણ વર્ષા અને શરદ્ ઋતુની સંધિમાં મારો થયેલો જન્મ કેવળ નીરોગી પ્રકૃતિમાં તો મને ક્યાંથી રાખી શકે? ચોતરફ સુધારાનું તેજ જામી રહેલું તેમાં મારા જેવા બાલકનો પગ ક્યાં ટરી શકે? આમ છતાં પણ મેં થોડો જ સ્વાર્થનો વેપાર માંડેલો. હતો. કે અને હાલિ થાય? જે પેટને માટે, દ્રવ્યને માટે,

કીર્તિને માટે, કે રંગને માટે મોહોટી મોહોટી વાતો કહે તેમને કદાપિ હાનિ થાય, તેમનું કૃત્ય નિષ્ફલ જાય, તેમની સ્થિતિ ઊંધી વળે તો તે વાસ્તવિક; પણ મારે તેમાંનું જાય કાંઈ નહિ, કેવલ ઈશ્વરપ્રીત્યર્થ મારી સખીઓનું કલ્યાણ સાધવાનો જ પ્રયત્ન, ત્યાં વ્યાધિ છતાં પણ મારા જીવિતને હાનિ સંભવે જ નહિ. મારે કહેવાની વાત નવી નથી—જોકે હાલમાં ઘણાકને વિલક્ષણ લાગવા જેવી છે—તોપણ એવાંએ વીર પુરુષો ને સ્ત્રીઓ પડ્યાં છે, કે જેમણે મને ખરા અંતઃકરણથી પરિપૂર્ણ ઔષધાદિકની મદદ કરી છે. તેમનું કલ્યાણ થાઓ! આ રીતિની મદદ પામી ઉભાં રહી વાત કરવાની આજે મને ધીરજ આવી છે, એટલી જ હાલ તો મારા પ્રારબ્ધમાં ઘણી આનંદની વાત હું માનું છું. એવો પણ કાલ હતો કે જ્યારે મારો બોધ વિકલવાણી જેવો લાગતો, મારાં વચન હાસ્ય પેદા કરતા, મારૂં સ્વરૂપ તિરસ્કાર ઉપજાવતું, મને સાથે રાખતાં સ્ત્રીપુરુષો શરમાતાં, અને મારો સ્પર્શ કરવામાં પણ પાપ માનતાં: એ બધું આજ ધસડાઈ ગયું છે અને મને માનની દૃષ્ટિએ સહુ જોવા લાગ્યાં છે. એ જ કંઈ થોડી ખુશીની વાત નથી. મારે કહેવાની વાત હું કદાપિ નિષ્ઠુર શબ્દોથી, કદાપિ આખાં ભાગાં વચનોથી, કદાપિ ક્રોધના, કદાપિ હાસ્યના આવેશથી પ્રકટ કરૂં છું, પણ મારા બાલભાવને લીધે સજ્જનોને તે સર્વ વાત ક્ષન્તવ્ય છે એવી મને ખાતરી છે. મારો ઉદ્દેશ અને મારા સિદ્ધાન્તમાં કેવળ શ્રેયનો સમાવેશ છે. જેમને મારો બિલકુલ સહવાસ નથી થયો તેમને મારૂં નામ સાંભળીને ભ્રમ થઈ આવે છે કે 'પ્રિયંવદા' તે કોઈ કુમાર્ગગામિની સ્ત્રી છે, કે કાંઈ ઈશ્કી કવિનાનો ભડોળ છે કે છે શું? આ વાત મેં સાંભળી છે તે ખરી હોય તો આવો કુતર્ક કરનારની મારે કાંઈ દરકાર નથી; હું તો સન્માર્ગનો વેદશાસ્ત્રસિદ્ધ નિયમ માત્ર સમજું છું, ને સમજાવું છું, તેમાં આંખ મીચીને ચાલનારાને કાંઈ સૂઝે નહિ, ને ગમે તેમ કહે તેમાં મારે શું? મેં મારૂં પ્રથમ રૂપ પ્રકટ કરતાં જ કહેલું હતું

ને હાલ પણ કહું છું; અથવા એક વર્ષ થયાં વારંવાર કહ્યાં કરું છું, તે જેનાથી ન સમજાયું તેને તો હાલનું મારું કહેવું પણ વ્યર્થ જ છે.

હા, કેટલીક તરફથી મારી ભાષા કઠિન–સંસ્કૃતમય–હોવાની ફરિયાદ થાય છે, પરંતુ જેમ જેમ પરિચય થતો જશે તેમ તેમ વાંચનારને એની મેળે તે સરળ થઈ પડશે. 'ગુજરાતી ભાષા તો આપણી પોતાની એટલે વાંચતાને વાર વિષયનું ભાન થવું જોઈએ' એવી જે સાધારણ સમજ ચાલે છે તે ખોટી છે. જેવો વિષય તેવી લખાવટ. કોઈ તેવા જ વિષયમાં સમાયેલો ઊંડો–મર્મવાળો–અર્થ, તેનું તો શાંતપણે એકવાર વાંચતાં ગમ ન પડે તો બીજી વખતે તેનું તે જ વાક્ય અને પછીથી તે આખો વિષય વાંચવાનો જેઓ શ્રમ લે, તેમને તો વખત જતાં ફરિયાદ કરવાનું કારણ નહિ રહે. તથાપિ મારા વાંચનારનો શ્રમ ઓછો થઈ તેમને કંઈક મદદ મળે એવા હેતુથી આ સાલથી દરેક વિષયમાં કઠિન લાગતા શબ્દો આદિના અર્થ પાને પાને હેઠળ ટીપણ કરીને આપવા શરૂ કર્યા છે.

મારી સખીઓ ! બહેનો ! તમારી તો મારા ઉપર પ્રેમદૃષ્ટિ છે જ, પણ તમારી અવસ્થા મને વારંવાર સાલ્યાં કરે છે. તમને હું કેટલી કેટલીવાર કહી ચુકી છું ને વળી કહીશ, પણ તમે અદ્યાપિ તમારા સ્વરૂપનો વિચાર કર્યો જણાતો નથી. તમે મૂળ કેટલાં ઉચ્ચસ્થાન યોગ્ય છો એ સિદ્ધ કરી બતાવ્યું છે, પરંતુ હાલમાં તમે તમારી મરજીથી જ તે મૂલ પદવીથી ભ્રષ્ટ થઈ આડાં અવળાં ગોથાં ખાધાં કરો છો. જેમ કોઈ મદાંધ થઈ પોતાનું મૂલસ્થાન ભૂલીને બીજા સ્થાનમાં પોતાના સ્થાનનો ભ્રમ પામી રખડયા કરે ને એક રાતનું સુખ પામી શકે નહિ, તેવી તમારી સ્થિતિ વિલાયતી મદને લીધે બની રહી છે. મારાં વચન અને મારો બોધ—આ દુષ્ટ મદનો ઉતાર છે એટલુંજ નહિ, પણ—તમને મહાસુખરૂપ સ્થાને લેઈ જનાર છે, એમ નિશ્ચય માનજો. જેમને શાસ્ત્ર ઉપર, ધર્મ

ઉપર, કે કોઈ બુદ્ધિયુક્ત વાત ઉપર વિશ્વાસ હશે, તેમને તો મારૂં બોલવું આ સર્વથી વિરૂદ્ધ નથી, એમ કોઇકિ પ્રસંગે મારો વધારે અનુભવ થએથી સિદ્ધ સમજાશે. આર્ય ધર્મના પ્રસિદ્ધ આચાર્ય પણ મારે માટે શું કહે છે તે જુઓઃ—

[બીલાવલની છાયા–'લલિતાદુઃખદર્શક'નો કાગળ—
"સ્વસ્તિશ્રી રે સ્નેહપુર સ્થાન, શોભે સારૂં રે" એ રાગ]

(મળેલું)

સંસાર તણો સુખસાર, સહુ જણ ચાહે છે,
સુખ ઇચ્છા[1] સરિતા માંહે, કોણ ન નાહે છે? ૧
અનુકૂળ સહુ સુખમૂળ, એક ગૃહા[2]શ્રમ છે,
તે વણ લૌકિક સુખ સિદ્ધિ, એ જ મહા શ્રમ છે. ૨
ગૃહ આશ્રમનું પણ મૂળ, અતિ અનુકૂળ વધુ[3],
પ્રિય બોલ અમોલ[4] વિચાર, કાપે દુઃખ બધું. ૩
આં લોકમાં સુખ આલોક,[5] વિદુર વદે છ[6] સહી,
પ્રિયવદના,[7] પ્રિય વદનાર, નાર ત્યાં સાર કહી. ૪
અનુસરી સમયને સાર, રસમય વચન કહે,
હિત મર્મ ધર્મનું અર્થ, સમર્થ સમાઈ રહે. ૫
ઉપદેશ તણા ત્રણ ભેદ, શાસ્ત્ર વખાણે છે,
ત્યાં ક્લેશ રહિત ઉપદેશ, સ્ત્રીનો જાણે છે. ૬

---

૧ સુખની ઇચ્છારૂપી નદી. ૨ ગૃહસ્થાશ્રમ. ૩ સ્રી. ૪ કીમતી. ૫ જુઓ, નીરખો. ૬ વિદુરનીતિઃ—

અર્થાગમો નિત્યમરોગિતા ચ, પ્રિયા ચ ભાર્યા પ્રિયવાદિની ચ।
વશ્યશ્ચપુત્રોઽર્થકરી ચ વિદ્યા ષડ્જીવલોકેષુ સુખાનિ રાજન્ ॥

૧ પૈસો–૨ શરીર-સુખાકારી ૩ સુંદર સ્રી–૪ વળી તે મધુર બોલનારી–૫ કહ્યાગરો પુત્ર અને–૬ લાભકારી વિદ્યા—આ લોકને વિષે એ છજ ખરેખરાં સુખનાં સાધન છે.

૭ પ્રિય વદન-મુખ છે જેનું એવી.

જેમ દેશપદેશ[૧] નિદેશ,[૨] શ્રુતિ ઉપદેશ ભણે,  
સ્મૃતિ શાસ્ત્ર તણો ઉપદેશ, મિત્ર સમાન ગણે. ૭  
મૃગનયનાનો[૩] ઉપદેશ, રસમય લાગે છે,  
જેથકી અનુરાગ[૪] અપાર, મનમા જાગે છે. ૮  
ધરી પ્રીતિ તણી શુભ રીતિ, નીતિ વિવેક કહે,  
પ્રિય વચન રચનથી ત્યાં, મન ઉત્સાહ લહે. ૯  
સૌ સાર વિષય જે સાર, તે નિરધાર કરે,  
વ્યવહાર વિચાર અપાર, કહી વિકાર હરે. ૧૦  
કવિ વાણી જાણી એમ, ક્ષેમ કરી ચારુ,[૫]  
કાન્તા[૬] સમ સુખઉપદેશ, મુખ કરવા સારૂં. ૧૧  
કવિ ઉક્તિ[૭] જે કરિ ઉપદેશ, જનમન મોહે છે,  
તે પ્રિયંવદા એ નામ, પત્રની શોભે છે. ૧૨  
એ ધર્મ અર્થની નીતિ રીતિ વખાણે છે,  
કરે તત્વતણો ઉપદેશ શાસ્ત્ર પ્રમાણે છે. ૧૩  
નૃપ ભરતપિતાને[૮] શુદ્ધ શાકુન્તલ પરણી,  
અનસૂયા, પ્રિયંવદા બે સખીઓ ત્યા વરણી. ૧૪  
અનસૂયા[૯] રહે મનમાહિ, પ્રિયંવદા મુખમા.  
તો મુનિજન જાણી નાર, સુમતિ મળે સુખમા, ૧૫

* * * *

દિન દિન ઉદયી આ પત્ર, કરૂણાનિધિ રાખે,  
હરિને ધરિને મનમાહે, ગોવર્ધન ભાખે. ૧૬

---

૧ રાજા ૨ આજ્ઞા ૩ હરણના જેવા ચચળ નયન છે જેના ૪ આનંદ. ૫ સારૂં. ૬ સ્ત્રી ૭ વાણી ૮ દુષ્યતરાજા ૯ ઈર્ષ્યા નથી મનમા જેના.

* * * * આ ઠેકાણે આ પત્રના તત્રીની પ્રશસા પડિત શ્રી ગટ્ટુલાલજીએ કરી છે તે પોતાના પત્રમા રાખતા સકોચાયા જણાય છે પરતુ તે દાખલ કરી હોત તો અયોગ્ય ન લેખાત અસ્તુ

—વ્યવસ્થાપક

આમ છે તો આ જ બોધ, આ જ નીતિ, આ જ રીતિ ગ્રહણ કરી આ અને પરલોકમાં સર્વથા સુખ પામો એ જ મારી તમને આ નવા (બીજા) વર્ષની મુલાકાત પ્રસંગની આશિષ્ છે.

ઓગષ્ટ-૧૮૮૬

## મારી વર્ષગાંઠ

બે વર્ષ પૂરાં થઈ આ ત્રીજા વર્ષનો આરંભ થયો : મારી સ્થિતિ કેવી છે, એ જાણવાનું સર્વને મન હશે જ. અથવા એમાં શું જણાવવાનું છે? એની મેળે જ સર્વે મારા ભક્તોના સમજવામાં જ હશે. મને જન્મ આપનારની, મને ઉછેરી, મોહોટી બનાવવા પર ઉમેદ છે એટલી જ વાત મને સંતોષ પમાડવાને સંપૂર્ણ છે. અમારા કુટુંબમાં કાંઈ બાર માસ સરખા જતા નથી,—કોના જાય છે? પણ છતાં સર્વેએ—મને જન્મ આપનારે, મને સંભાળનારે, મને રમાડનારે—સર્વેએ મને હાથમાંથી નીચે મુકી નથી. મારાં મુરબ્બીઓને તો કોણ જાણે મનની કે તનની શી વેદના હશે તે હું જાણતી નથી, પણ મારા તરફ તેમનાં લાડગેલમાં કદાપિ ન્યૂનતા જણાઈ જ નથી. આવાં લાડમાં ઉછરતી હું, તે કદાપિ કઠોર, કદાપિ મધુર, કદાપિ કેવું—ગમે તેવું કોઈની પરવા કર્યા વિના બોલી દઉં તો તેમાં નવાઈ નથી! લોકોના મનમાં મારે માટે ગમે તેમ હો, કોઈ મને ગમે તેમ જાણો, ફાવે તો મને મળો, ફાવે તો ના મળો, પણ હુ તો મારા સમજવામાં જે મારો ધર્મ આવ્યો છે તે પરથી જરા પણ આડી અવળી જવાની નથી. કદાપિ મને ખાલી માન નહિ મળે, મારી વાહવાહ નહિ કહેવાય તો તેની મને બીલકુલ ઇચ્છા નથી; કોઈ જાણે કે તેની નહિ, પણ પૈસાની તો હશે જ પણ તેમ ન સમજવું. પોતાની ફરજ એ વાત એક બાજુએ છે ને એક બાજુએ લાભ કીર્તિ, વગેરે છે. જે એકનાં ભક્ત છે તે બીજાનાં ભક્ત થઈ શકતાં જ નથી. દુનિયાંમાં બે ધણીને કોઈ રાજી રાખી

શમ્યુ નથી એકને જ સચવાય પૈસાને માટે હુ જન્મી જ
નથી જો એમ હોય તો મારા રસ્તો આ બે વર્ષથી ખોટ ખાઈને—
ફરી કહુ છુ કે ખોટ ખાઈને—મને ટકાની ગમે? કયા હુ જ તેમનો
વશ ગખનાર એકનુ એક લાડકુ બાળક હતી ? માટે પણ કર્યાં
એ જ રસ્તોની પરવા હતી ? હુ તો મને અનુકૂળ પડે ત્યા જઈને
શુદ્ધ ચિત્તે સેવા કરુ, મને સાચવનાર પણ તેને ફાવે તો મને પૂજે.
પણ મારો નિયમ તો મારો ધર્મ ધર્મ ને ધર્મ હા, મારી આકૃતિ
કે મારા ડોળ વખતે બહુ આકર્ષક જણાતા હશે નહિ, પણ તે સાથે
તમારે કામ શુ ? સાગરમા સારો સ્વાદિષ્ટ રસ ઘણીવાર ખરાબમા
ખરાબ જાળવાળા ફળમા ભરેલો હોય છે! મારુ એકવાર ઓળ-
ખાણ કરી જુઓ ને પછી જો તમને મારા હૃદયમા દોષ જણાય
તો રામ રામ ! બાકી વિનાકારણ ભડકીને વેગળા રહો તેનો તો શો
ઉપાય ? મારે તો કામ કરવુ છે, કદાપિ ન ફાવ્યુ ને તમે જ્યારે
નહિ જ ધ્યાન આપો એમ લાગશે ત્યારે મારી મેળે એકાન્તમા
બેસી તમારુ કલ્યાણ ઇચ્છયા કરીશ

હુ કોણ છુ ? અમુક સંપાદકને હાથ હોઉ માટે તે જ મારો
ભક્ત છે, કે હુ તેને મારો જાણું છુ એમ ના જાણશો હુ તમો
સર્વેને માટે છુ, તમો સર્વેની ઈશ્વરી છુ ને દાસી છુ મારા કલ્યાણમા
તમારુ કલ્યાણ છે ને તમારા કલ્યાણમા મારુ કલ્યાણ છે મારા
સંપાદકો તો બિચારા નામ માત્ર છે, પણ તમે પોતે જ મારા ખરા
સહાયક છો જો તમે મને નહિ સંભાળો તો તમે તમારો જ લાભ
ખોશો તમારો દોષ તમને જ નડશે પછી

આ તો મે મારી વાત કહી, પણ મ ... કર્યું
નહિ ? મારાથી શુ થાય ? હુ કેવળ બાળ ... રો
બને તેમ નથી મારા મનમા જે જે ...
શ્રમ કર્યાં જાઉ છુ ને કરીશ એટલુ જ

વિશ્વાસ છે? મેં લીધેલો રસ્તો તમને ગમે છે? ધર્મ એ મારૂં પ્રથમ-ને મુખ્ય કામ. ધર્મને આશ્રયે સર્વ વાતનું સમાધાન અને સર્વ વાતના નિયમ. ધર્મનો નિર્ણય થયા વિના કોઈ પણ વ્યાવહારિક કામનો નિર્ણય બનતો નથી. માટે પ્રથમ નિર્ણય તો તે જ કરાવવો. તે પછી વ્યવહારપક્ષ જોતાં વિદ્યાવૃદ્ધિ એ વિષયની સંકલનાની ચર્ચા એ મારૂં બીજું કામ. તેમાં પણ વિદ્યાદેવી સરસ્વતીની ઉપાસના કરતા નાના મોહોટા ભક્તોને તેમની યોગ્યતાનું ભાન કરાવવું એ પણ મારા લક્ષમાં પ્રધાન વાત જાણવી, નહિ કે ફક્ત અમુક રીતિની શિક્ષણપદ્ધતિ વગેરેની વાત કરીને જ હું સંતોષ પામવાની. એથી ઊતરતે દરજ્જે સાંસારિક વ્યવહાર તપાસવા, તેમાં મુખ્ય કરી મારી જાતિની તપાસ વધારે ધ્યાનમાં રાખવી. તેમનામાં મૂલથી કેવા ગુણ ઈશ્વરે મુક્યા છે, હાલ તે કેવા થયા છે, શા કારણથી અને કેમ સુધરે એ વગેરેનો વિચાર કરતાં તેમની સંસારમાં કઈ જગો છે તેનો પણ ચોખ્ખો નિશ્ચય કરતાં જવો એ મારા હૃદયમાંના લોહીમાં જ પ્રસરી રહેલી વાત છે. આવા કામમાં મારી જાતિનાં જ લખનાર બોલનારની મદદની જરૂર છે ને તે મને આ બે વર્ષમાં તો ઠીક મળી છે. આગળ પણ મળશે એવી આશા છે. આવી વાતના પ્રસંગે હાલમાં 'સુધારા'-ને નામે કોઈ આમ તેમ રખડયાં કરે છે, ઘડીમાં આવું રૂપ ધારણ કરે છે, ઘડીમાં આવું કરે છે, ને ખરે રૂપે કહીં પણ જણાતો નથી તેને પકડવો ને ખુલ્લો પાડી ખરે રૂપે ઓળખાવવા પણ ચુકવું નહિ. એક મારે નહિ લેવાદેવા રાજકાજની વાતો જોડે, પણ તેની સંભાળ લેનારાં કયાં થોડાં છે? એટલે મારે તે વાત હાથમાં લેવી સારી નહિ. ને બા, આપણું સ્ત્રીઓનું એ કામ પણ નહિ. આપણે તો આપણું ઘર એ આપણું રાજ્ય. આપણાં બાલબચ્ચાં, આપણી પ્રજા ને આપણો ધણી આપણો મુખ્ય પ્રધાન અથવા એને તો પ્રધાન નહિ કદાપિ રાજા જ કહીએ તોએ ચાલે, પણ તેની ને આપણી સત્તા તો સરખી જ. ફેર એટલો કે તે ઘરની તીજોરી

સભાળનાર ને આપણે તે તીજોરીમાથી એને ને આખા કુટુંબને માટે આનદની ઉત્પત્તિ કરી આપનાર આપણુ તો રાજ્ય જ એમ આખા ઘરમા જાણુતુ બીજે કહી હોય જ નહિ ને હુ તો મારે આખો દેશ ને આખી દુનિયા મારૂ ઘર જાણુ છુ મારે તો સર્વે મારા હૃદયમા લખેલા છે રાજકાજની વાતની આપણે ભાજગડ શી? આપણામાથી પરવારીએ તો બીજા રાજને જોવા જઈએ રાજ તે કોનુ? માણસના શરીર ઉપર રાજ ચલાવ્યુ તેમા શું કમાયા? રાજ તો ખરૂ આપણ કે સર્વના મન ઉપર જામેનુ છે આપણ રાજ જો ખરૂ ને મજબુત હોય, તથા આપણા રાજમા પ્રજા સારી પેઠે સુખચેનમા ને આનદમા તથા સન્માર્ગમા હોય તો બીજા બધા રાજ એની મેળે જ આવી પડવાના માટે આપણે તો આવા હેતુઓ રાખીને કામકાજ આરંભ્યુ છે કહો ત્યારે તમને મારા પર વિશ્વાસ છે? એનુ એ જ હવે ફરી પુછુ છુ

ભલે એનો જવાબ તમારા મનમા જ રાખો મારે નથી સાભળવો જેને પોતાની ફરજ કરવી તેને બીજી વાતનો શો વિચાર? ચાનો ત્યારે આજથી વળી એક વર્ષ વિશેષ આપણે મળીએ, જોઈએ કેવો સબધ થાય છે।

ઓગષ્ટ-૧૮૮૭

## વર્ષારભ

**નવરાત્રિના** શુભ દિવસો ચાને છે, મહાશક્તિનુ સ્મરણ મહાલક્ષ્મી, કાલિ, ભવાની અબિમા ઇત્યાદિ અનેક રૂપે થઈ રહ્યુ છે, પણ સરસ્વતી દેવીને કોઈ ભાગ્યે જ સભારતુ હશે। હા, કોઈ કોઈ આ સમયે 'સરસ્વતીપૂજન' કરનારા નીકળે છે ખરા પરતુ તેના ખરા ભક્તો તો વિરલા જ। મારે તો તેની ઉપાસના છે, તેની જ ભક્તિ છે, ને તેના વડે હુ છુ આજ ત્રણ વર્ષ સુધી તમારી સેવા

બજાવી, ને આ ચોથા વર્ષમાં પણ બજાવવાની હામ, તેને આધારે જ ધરૂં છું. એ દેવી સર્વથા સર્વને પ્રસન્ન હો!

આપણે આજકાલ એવા અંધેરમાં પડયા છીએ કે સરસ્વતીની ઉપાસના તજી હજારો અન્ય ઉપાસનાઓમાં અથડાઈએ છીએ. સરસ્વતી એ જ સર્વ ફલની દાતા છે એ ભૂલવું નહિ. લક્ષ્મી, સંપત્તિ, પ્રજા, ને છેવટ મોક્ષ એ બધું સરસ્વતીની ઉપાસનાથી ફલે છે. કોણ જાણે કેવો સમય પ્રવર્તમાન છે કે સરસ્વતીના ઉપર આપણા લોકનો અભાવ જ થઈ ગયો છે. એમ થવાનાં કારણ નથી એમ પણ નથી. જ્યારે કોઈ દેવદેવીના ભકતનો વેશ ઘણાએક ધારણ કરે ત્યારે ખરા ખોટા ભકત ઓળખાવા એ મુશ્કેલ થઈ જાય એટલું જ નહિ, પણ દેવ કે દેવીનું માહાત્મ્ય પણ વેશધારી ભક્તોને લીધે ઘટવા માંડી અનાસ્થાને પાત્ર થતું ચાલે. ભક્તોની સંખ્યા વધે તેમાં બાધ નથી, પણ તેની સાથે ખરા ખોટાને પરખવાની શક્તિ પણ લોકમાં વધતી હોય તો બહુ સારૂં ફલ નીપજે. ગૂજરાતમાં આજકાલ હજારો પુસ્તકો અને ચોપાનિયાં નીકળે છે, ને સરકારી રીપોર્ટ પરથી તો ગુજરાતી ગ્રંથકારો જ પ્રથમ પંક્તિએ હોય એમ ભભકો જણાય છે, પણ તે બધાં એવાં ચીથરે હાલ હોય છે કે તેમાંનાં ભાગ્યે પાંચ દસને જ આપણે ખરાં ચોપાનિયાંમાં ગણી શકીએ. આવું થવાનું મુખ્ય કારણ એ જ છે કે ચોપડી લખવી એ જાણે એક વેપાર કે ધંધો હોય તેમ લોકો લઈ બેઠા છે, અને ચોપડીઓ ખરીદનારા પણ જાણે ધર્માદામાં મદદ કરતા હોય એમ માની, તેમને બાપજી બાપજી કરી વળગવા જનારને જ પૈસા આપે છે. એક તરફથી નામધારી ગ્રંથકારોનો ભીખ માગવાનો રીવાજ અને બીજી તરફથી જે ભીખ માગી ખપાવે છે તે ગ્રંથમાં શું હશે એમ ગ્રંથની કદર કરવાનો અભાવ, એ એની વચમાં સારા ગ્રંથો માર્યા જાય છે. ને તેથી જ સારા લેખકો મૌન પકડી બેસી રહે છે. *આના ઉદાહરણ*,

તરીકે જોઈએ તો વડોદરામાં રા. રા. હરગોવનદાસ તરફથી ચાલતાં પ્રાચીન પુસ્તકોના અતિ ઉપયોગી અંકોને એક વાર બંધ પડવા વેળા આવી ગઈ હતી; અને હાલમાં પણ કેટલો અપૂર્વ શ્રમ કર્યા પછી તે પાછા ચાલુ થઈ શક્યા છે? લોકસેવામાં અમારા તરફથી કેટલું બને છે કે બનશે તે અમારાથી તો કહી ન જ શકાય, પણ અમે ત્રણે વર્ષથી ખોટ ખાઈને પણ અમારા સિદ્ધાન્તને વળગી આગ્રહપૂર્વક લોકસેવામાં મચ્યા રહીએ છીએ એટલી અમારી શુભ વાસના જ અમારા કામને લોકપ્રીતિનું પાત્ર બનાવવા પૂરતી છે. છતાં ખુશામદ કરવાની કે એવી કોઈ યુક્તિ અમારે હાથ ન લાગવાથી અમે અમારો હેતુ વધારે સારી રીતે પાર પાડવાની ઇચ્છામાં નિષ્ફલ થયાં જઈએ છીએ, એ આપણા વાચક વર્ગની કદરદાનીનો ઉમદા દાખલો છે! અસ્તુ. એટલાથી જ અમને થોડો સંતોષ નથી કે વગર ખુશામદે કેવલ અમારા શ્રમ માત્રની જ બુજ કરી અમને અમારી હાલની સ્થિતિમાં ટકવા જેટલી પણ મદદ અમારા ગ્રાહકો તરફથી શુદ્ધ પ્રેમબુદ્ધિએ મળે છે.

સંસારસુધારણા એ જ આ પત્રનો મુખ્ય હેતુ છે. સંસારની રચના અને ધર્મબંધન એ બેનો નિકટ સંબંધ, અનાદિસિદ્ધ સંબંધ, વારંવાર અમે બતાવેલો છે. અર્થાત્ તેને ઉદ્દેશીને જ ધર્મનો પાયો યથાર્થ બાંધવા માટે અમે **શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું** વિવેચન ચાલતું કરેલું છે, ને તેને સમર્થન કરવા યોગ્ય આચારપદ્ધતિ લક્ષમાં આણવા માટે પ્રસંગે પ્રસંગે સદ્‌વૃત્તિના વિષય દાખલ કરવામાં આવે છે. સર્વને રુચિ એક જ પ્રકારની હોતી નથી, માટે **ગુલાબસિંહ** એ વાર્તા પણ મુકવામાં આવે છે, છતાં તેમાં પણ સદ્ધર્મ અને તદનુસાર સદાચારના સિદ્ધાંતોનું સૂક્ષ્મ વિવરણ સમાવવાનો યત્ન છે. આ ઉપરાંત સ્ફુટ કાવ્યો, ગૃહવ્યવસ્થા અને તેની અધિષ્ઠાત્રી નારી તે સંબંધી વિષયો ઇત્યાદિ પણ પ્રસંગવશાત્ સિદ્ધાન્તને અનુ-

સરી દાખલ કરવામાં આવે છે. આપણા સરસ્વતીમંડલની અવ્યવસ્થામાં કાંઈ સુધારો થાય એ શુદ્ધબુદ્ધિથી યથામતિ નિષ્પક્ષપાત વિવેચન કરી, અમને જે જે ગ્રંથો મળે છે તેની અને વખતે વેચાતા લઈને પણ નવા ગ્રંથોની સારાસારતા પણ જણાવીએ છીએ. આ બધી બાબતો યથાર્થ રીતે પ્રતિમાસ સમાવવા માટે ૨૦ પાનાં પૂરતાં નથી. તેમાં વધારો કરવાની વાતમાં પૂરું અનુમોદન ન જણાયાથી અમે દલગીરી સાથે તેમ કરી શક્યા નથી. આગળ ઉપર ઈશ્વરેચ્છા.

આટલું લખી આત્મસ્તુતિ કરવાની ઇચ્છા નથી, પણ કહી બતાવ્યા વિના લક્ષમાં ન લેવું એવી અંધેર અવસ્થામાં 'ખોળે તેનાં ખોર વેચાવાનાં' રહ્યાં એટલે નિરુપાય. જેઓ સરસ્વતીના ખરા ભક્ત છે, જે તેને પોતાની જ માને છે, ને જેને તે પોતાનાં માને છે, તેઓની આવા વ્યતિક્રમ માટે ક્ષમા માગી, વર્ષારંભે પુનઃ સરસ્વતીની સ્થાપના કરી સર્વને તે પ્રસન્ન રહો એ જ પ્રાર્થીએ છીએ.

ઓક્ટોબર–૧૮૮૮

## વર્ષારંભ

આનંદને દિવસે જ આપણી ભેટ થાય છે. મારા નવીન વર્ષના આરંભ ભેગો લોકમાત્રને પણ નવીન વર્ષારંભ જ છે. ગતવર્ષ આપણે સર્વ રીતે શાન્તિમાં ગાળ્યું છે ને સર્વને યથાશક્તિ રંજન કરવામાં મેં પણ મારું કર્તવ્ય સાધ્યું છે. વર્ષના મુખ્ય પર્વનું જ મેં પણ અનુકરણ કર્યું છે. ગીતામૃતના વર્ષણથી ચારે પુરુષાર્થનાં બીજને, મેઘરાજના મિષ્ટ વર્ષણે સુધાન્યનાં બીજને કર્યાં છે તેમ, સર્વથા પુષ્ટ કર્યાં છે; સ્વચ્છ જલાશયમાં પ્રતિબિંબ પામતી અનંત તારાગણાલંકૃત ઉડુરાજશ્રીયુત અગ્રસુતિની પેઠે અનેક ઉપદેશમૌક્તિકવિરાજિત પરમપુરૂષાર્થપ્રાપ્તિગર્ભિત સદ્દશક્તિશ્રીને મેં સુજનોનાં સ્વચ્છ માનસમાં સંક્રામિત કરી છે; ઋતુરાજની આહ્લાદક આકર્ષક શ્રી જેમ

રાગી વિરાગી સર્વને રાગવૃદ્ધિ કે પરમાત્માભિરુચિ, ઉભય વિરુદ્ધ ભાવનો એકકાલે પાત્રભેદે કરી ઉદ્‌ભવ કરે છે, તેમ ગુનાબસિંહના ગુલાબરૂપ વચનોથી મે પણ પરમ પુરૂષાર્થગર્ભિત રસાસ્વાદનુ વિલક્ષણ આકર્ષણ વિસ્તાર્યું છે, શીતગ્રીષ્મમા ટાઢતડકાના સંકોચ-વિકાસની પેઠે મે પણ અનેક સરસ્વતીપ્રસાદસંપન્ન વિદ્વત્કુસુમોને વિકાસ પમાડી તદન્યનો હ્રાસ કર્યો છે વાચકગણ! તમને મારે આ પણ કહેવુ જોઈએ ? નહિ જ વર્ષ—અર્થાત્ કાલ તેનુ જ મે અનુકરણ કર્યુ છે, કાલ એ જ પરમાત્માની મૂર્તિ છે, હુ તેનુ જ સેવન કરૂ છુ તમે હુ આપણે સર્વ કોણ છીએ ? કાલના રમકડા, પરબ્રહ્મના પ્રમિત અંશરૂપ કાલના પટ ઉપરના ચિત્ર એ ચિત્રો પોતે જે એકાધાર ઉપર રહી રમે છે તે આધારની એકતા સમજી અન્યોન્યનો સ્નેહ તજે એ જ મારૂ પરમ ઇષ્ટ, અને પરમપ્રસન્નધ્યાન સર્વને તેમ જ હો ! આ વર્ષનો આરંભ જેવો મંગલમય છે, તેવો તેનો મધ્ય ને અંત પણ હો

* * *

મને પાચમુ વર્ષ બેઠુ હવે મારે વધારે ગંભીર થવાની અપેક્ષા છે મારા સબંધી પણ હવે વધવા જ જોઈએ અસ્તુ એવા જ આશયથી એક નવી યોજના મારે કરવી પડે છે, ને તે સર્વને અનુકૂલ થશે એમ સંપૂર્ણ આશા રાખુ છુ —

આ પત્રનાં ગ્રાહક હોઈ, જે સ્ત્રીપુરુષો પત્રમાં સારા વિષયો લખશે—સારા તે ભાષા તેમજ વિચારથી—તેમને વર્ષાન્તે એક સુવર્ણમુદ્રા * (સોનાનો ચાંદ) ઇનામ આપવામાં આવશે. એ ઇનામની યોજના એવી રહેશે કે જેટલા વિષયો બાર અંકમાં પ્રસિદ્ધ થયા હશે તેટલામાંથી પસંદ કરવા માટે એક પત્ર પ્રતિગ્રાહક તરફ મોકલવામાં આવશે, કે કોને મુદ્રા આપવી ? જેની તરફેણમાં ઘણા ગ્રાહકોનો મત આવશે

તેને મુદ્રા મળશે. આવેલા વિષયો ક્રમશઃ દાખલ થશે. પણ કોઈ વિષય દાખલ કરવો કે ન કરવો તે તંત્રીના વિચાર ઉપર જ રહેશે.

બીજી યોજના એવી રાખવામાં આવી છે કે જે સ્ત્રીપુરુષો આ પત્રનાં ગ્રાહકની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરશે, અને પોતાની જવાબદારીથી ગ્રાહકો લાવી તેમનાં લવાજમ વસુલ કરાવી આપશે, તેમને તે ગ્રાહકો માટે પત્રની હયાતી સુધી દસ ટકા લેખે કમીશન મળી શકશે. ગ્રાહક દશથી ઓછાં હોવા ન જોઈએ. જે ગ્રાહક હાલ છે તેમને દશ દશમાં વહેંચાઈ જવાની જોગવાઈ કરવી હોય તો તેમ થઈ શકશે, પણ જૂના ગ્રાહકનું જે દશક થાય તેમાં ઓછામાં ઓછાં ત્રણ નવાં હોવાં જોઈએ.

એ બે યોજનાથી પત્રનો વિસ્તાર અને લખવાની અભિરુચિ તથા સદ્વિચારની વૃદ્ધિ એ જ મુખ્ય રીતે ઇચ્છેલા છે, એમાં દ્રવ્યપ્રાપ્તિની લેશ પણ ઇચ્છા નથી. મૂલથી જ આ પત્રનો તે આશય નથી. કેવલ સદ્વિચાર અને સદ્વર્તનની વૃદ્ધિ કરવા ઉપર તેનું લક્ષ છે. સુજ્ઞને અધિક કહેવાની અપેક્ષા નથી.

ઓક્ટોબર, ૧૮૮૯

## સુદર્શન

"પ્રિયંવદા" એ નામથી ચાલતું માસિક હવે "સુદર્શન"* એ નામથી ચાલશે. "પ્રિયંવદા"ને પાચ વર્ષ થયાં છે, ને એ પત્ર જ્યારે સ્થાપવામાં આવ્યું ત્યારે તેને કોઈ પણ નામ આપી તે દ્વારા અમુક પ્રકારના વિચારો બહાર પાડવા, અને તે જે વર્ગને રુચે તેમને જ માટે પછી આ પત્ર વધારે વધારે પ્રયત્ન કરે તેમ કરવું એવો ઉદ્દેશ હતો. નામાનુસાર ઉદ્દેશ રાખી સ્ત્રીવર્ગને જ

*એની કીમત કેટલી રાખવી તેનો હાલ નિશ્ચય નથી પણ પત્રની સ્થિતિ ઉપર તેનો આધાર છે.

સવિશેષ-ઉપયુક્ત થાય તેવા વિષયો લખવા ઉપર વધારે લક્ષ રાખી આરંભ કર્યો હતો; ને તે સર્વ વાંચનારને પ્રથમ વર્ષના અંકોમાં સ્પષ્ટ જણાય તેમ છે. પણ એકાદ બે વર્ષના અનુભવે એમ શીખવ્યું કે જે વર્ગ માટે એ વિષયો ધારવામાં આવ્યા છે તે વર્ગ તરફથી તેમને જોઈએ તેવું ઉત્તેજન મળતું નથી; કવચિત્ એમ થવામાં પત્રના ચલાવનારાઓની પણ કાંઈ ચૂક હશે; પણ સિદ્ધ વાત એટલી કે એ ને એ ઉદ્દેશથી જ પત્ર ચાલ્યા ગયું હોત તો આજ તેની હયાતીનું ઠેકાણું હોત નહિ. ધીમે ધીમે આ પત્રે તે ઉદ્દેશ બદલી નાખ્યો અને તે સ્ત્રીઓને જ નહિ પણ સર્વને અને તેમાં પણ વિચારશીલ વર્ગને વધારે ઉપયોગી થાય તેવા વિષયો લખવા માંડ્યા. આમ કરવાથી તેનું જીવિત નભવા લાગ્યું, ને તેથી જ એ જ માર્ગે જઈ જે વર્ગને તે ઉપયોગી થઈ શક્યું છે તેને જ તે વધારે ઉપયોગી થવાના નિશ્ચય ઉપર આવ્યું.

આવા સંયોગોથી મલનું 'પ્રિયંવદા' એ નામ પણ નિરર્થ થઈ ગયું. પાંચ વર્ષનું વય થયું, હવે લાડનું નામ મૂકીને રીતિસર નામ પાડવાનો સમય પણ આવ્યો. જેનું લાડનામ પ્રિય વદનાર હતું તેનું સિદ્ધનામ શુભદર્શનવાળું, શુદ્ધદર્શન એટલે શુદ્ધ તત્ત્વનિર્ણય કરાવનાર, શ્રીકૃષ્ણે જેનાથી અજિતમાં અજિત એવી વ્યક્તિઓ અને મહાકાલાદિ અનન્ત પદાર્થોનો પણ પરાજય કરેલો એવા સર્વમયચક્રરૂપી ચક્રનું સ્મરણ કરાવનાર 'સુદર્શન' એટલું જ પાડવું એમ લાગતાવળગતાની પ્રેરણા થઈ. એ જ નામથી, પ્રભુપ્રસાદ હશે તો તેવા જ ગુણોથી પણ, હવેથી 'સુદર્શન' તમને દર્શન દેશે, સુદર્શનની પેઠે જ તમારા હિતાહિતનો નિશ્ચય બતાવી, તમારું રક્ષણ કરશે. એનો ઉદ્દેશ પણ હવે વિસ્તૃત રહેશે. ધર્મ માત્ર, સંસાર અને સાહિત્ય ત્રણ વિષયમાં જ તેનું લક્ષ રહેતું તે હવે એ ત્રણ એરશે. જ ઉપયોગી વિષય 'રાજ્ય' તેમાં પણ પોતાની દૃષ્ટિ ફેરવશે.

અને એ બધામાંથી માત્ર જે પસન્ય છે તેના ઉપર જ દૃષ્ટિ સ્થિર રાખી જે તત્ત્વ જણાશે તે દર્શાવવા પ્રયત્ન કરશે.

આ પ્રમાણે આ પત્રના નામકરણસંસ્કારનો વિધિ છે, ને તે જાણ્યાથી સર્વને સંતોષ થશે, તથા બીજાઓને પણ એને અધિક મદદ કરવાની ઇચ્છા વધશે, એમ આશા રાખીએ છીએ.

કહેવું જોઈએ કે આ પત્ર ચલાવવાના કામમાંથી આ પાંચે વર્ષમાં કશો દ્રવ્ય સંબંધી લાભ કોઈએ પણ મેળવ્યો નથી, કે મેળવવાની કોઈને આશા પણ નથી. માત્ર તે પત્ર ઉપયોગનું છે એમ અનેક તરફથી ઉત્તેજનપૂર્વક પ્રોત્સાહન મળવાને લીધે જ તેનું અસ્તિત્વ જે તે પ્રકારે, વખતે ખોટ વેઠીને પણ, કાયમ રાખવામાં આવ્યું છે. આ સંબંધમાં અમારે આ સ્થલે કહ્યા વિના ચાલતું નથી કે શ્રીકચ્છાધીશ મહારાવ શ્રી ૭ તરફથી, તેમ જૂનાગઢના મહેરબાન નવાબ સાહેબ તરફથી, તથા લીંબડીના મહેરબાન ઠાકોર સાહેબ તરફથી, આ પત્રને તેના પ્રથમ આવિર્ભાવ સમયથી તે આજ પર્યંત જે ઉદાર આશ્રય મળ્યાં જાય છે તેથી જ ઘણે અંશે તેનું જીવિત ટકચાં ગયું છે. જે જે ગૃહસ્થોએ પણ એ કાર્યમાં યથાશક્તિ સહાય કરી છે તેમની પણ થોડી કૃપા નથી. એ જ રીતે પુસ્તકપ્રસારક મંડલીના બે ગૃહસ્થો રા. રા. રામદાસ કાશીદાસ અને રા. રા. વિઠ્ઠલદાસ રાજારામ એમણે પણ નિઃસ્વાર્થ બુદ્ધિથી, આવા ઉપયોગી પત્રને બંધ પડતું અટકાવવા માટેની કેવલ પરોપકાર બુદ્ધિથી જ, જે સહાય વ્યવસ્થા વગેરેની પાંચ વર્ષ સુધીની ખટપટ ચલાવ્યાં કરી છે તે પણ સ્તુતિપાત્ર છે. એ સર્વ ઉદાર રાજાઓ અને ગૃહસ્થોનો તેમ જેમણે લખાણ વગેરેથી પણ સહાય કરી છે તેમનો આ સ્થલે ઉપકાર માનવો ઘટિત છે.

વધારે સંતોષની વાત તો એ જ છે કે આ પત્રે કામ કર્યું છે તેની કદર સર્વ વિચારશીલ મનુષ્યોએ સ્વીકારી છે; અને ધર્મ

સંબંધમાં તેણે અપૂર્વ કામ કર્યું છે એમ ચારે તરફથી કબુલ થતુ ચાલે છે. ગૂજરાતમા પ્રસિદ્ધ થતાં પુસ્તકોનું અવલોકન કરનાર કોઈ સારૂં પત્ર ન હતું, ને રા. સા. નવલરામ ગૂજરાતશાલા પત્રમા તે સંબંધે સારૂં લખતા, પણ તેમના સ્વર્ગવાસ પછી તેમની જગો ખાલી હતી. એ ખોટ પણ આ પત્રે પૂરી પાડી છે એમ પ્રસિદ્ધ લેખકો તથા વિદ્વાનો તરફથી પ્રસિદ્ધ રીતે સ્વીકારાયલુ જોઈ અમને બહુ સંતોષ થાય છે. દેશી પુસ્તક તથા પત્રાદિ વિષે રીપોર્ટ કરવાને નિયમાયલા સરકારી અમલદારે પણ ફક્ત આ એક પત્રને જ 'શુદ્ધ તથા ગુણયુક્ત ગુજરાતી ભાષાથી લખાતું, તથા સાહિત્યનાં અવલોકન અને સંસ્કૃત ધર્મગ્રથોનો સ્પષ્ટાર્થ સમજાવતુ' જણાવેલું છે. રા. નવલરામભાઈ એ પણ એના વિષે સંતોષ પ્રસિદ્ધ રીતે જણાવેલો છે.

બધા વિષયો વધારે સારી રીતે ને અધિકતાથી સમાઈ શકે માટે આ પત્રના કદ અને આકારમાં ફેરફાર કરવાની જરૂર જણાય છે. છતાં કીમતમાં કશો ફેરફાર કર્યો નથી. એટલે આશા રાખવામાં આવે છે કે એને જે મળે છે તે કરતાં પણ અધિક ઉત્તેજન મળશે, એમાં જે વિચારો અને જે સિદ્ધાન્તો પ્રતિપાદિત થાય છે, તે 'નવા ગુજરાત' ને બહુ ઉપયોગના અને નિત્ય વર્તનમાં કામ આવે તેવા છે; તેમ એમાં હવે રાજકીય બાબત ઉમેરવાથી જે બાકી હતું તે પણ પૂરૂં થયું છે. એટલે આ પત્ર વાંચતાં આવડતું હોય તેવા સર્વની પાસે હોવું જ જોઈએ એ બતાવવું પડે તેવું નથી. પ્રત્યેક ગ્રાહક જો એક જ બીજો ગ્રાહક મેળવી લાવે તો પત્રના જીવિતને દ્રઢતા થાય એટલું જ નહીં પણ જે સુવિચાર પોતાને લાભ કરતો હોય તેનો લાભ બીજાને આપ્યાનો એક મહા પરમાર્થ પણ સધાય છે.

ચાલતા વર્ષમાં 'દેશીઓ ઉપર અંગ્રેજી કેળવણીની અસર' અને 'રાજ્ય સ્વરૂપ' તથા 'વેદાન્તસાર'નું સટીક ભાષાન્તર એ ત્રણ વિષયો બીજા બધા ચાલતા વિષયો અને અનેક પ્રાસંગિક

વિષયો ઉપરાંત ચર્ચવામાં આવશે. લખાણ મોકલનારાઓ માટે 'ચાંદ' ઠરાવેલો છે તે ગોઠવણ ચાલુ રહેશે.

ઓક્ટોબર–૧૮૯૦

## વર્ષારંભ

'સુદર્શન' ના સાતમા વર્ષનો આજથી આરંભ થાય છે. ગત વર્ષમાં 'સુદર્શને' ગ્રાહકોની જેવી સેવા બજાવી છે, તેવી અને તેથી અધિક બજાવવા તેની ઉમેદ છે, અને વાંચકવર્ગ તરફથી તેને મળતો સત્કાર એ તેના ઉત્સાહમાં વૃદ્ધિ કરનારો છે. આ વર્ષમાં કિયા કિયા નૂતન વિષયો ચર્ચવાના છે તે વાત ગયા વર્ષના છેલ્લા અંકમાં બતાવી છે, પણ તે ઉપરાંત રાજકીય વિષય બિલકુલ ચર્ચાતો નથી એનું પણ આ વખત કાંઈ વિવેચન આરંભાશે એમ આશા છે.

જે જે લેખકોએ પોતાના લેખ 'સુદર્શન' ને મોકલી આપી મદદ કરી છે, તથા જે ગ્રાહકો તેને ઉત્તેજન આપી રાખી ફેલાવી એ સત્કાર્યને ચાલતું રાખે છે, તે સર્વનો, તેમ બદલામાં આવતાં પત્રો તથા વિવેચન માટે આવનાં પુસ્તકોના કર્તાનો પણ, આ સ્થલે આભાર માનવો ઉચિત છે.

ઓક્ટોબર–૧૮૯૧

## નવીન વર્ષ

આ પત્રને આજ અગીઆરમું વર્ષ બેસે છે. દશ વર્ષ સુધીમાં એણે જે કાંઈ સ્વલ્પ સેવા કરી હોય તેનું અવલોકન કરવાનો આ પ્રસંગ છે. જ્યારે આ પત્રનો આરંભ થયો ત્યારે ગુજરાતમાં વાચકોનાં હૃદય પાશ્ચાત્ય ભાવનાઓ અને તેને અંગે ઉદ્ભવેલી અત્રની સંસ્કારભાવનાઓ ઉપર કાંઈક શંકાશીલ સ્થિતિમાં પડવા લાગ્યાં હતાં.

થોડાં વર્ષ ઉપર જેને 'સુધારો' એ નામ આપવામાં આવતું હતું, તે ભાવના મંદ પડવા લાગી હતી. 'સુધારા' ને અંગે પ્રવર્તતા જે ધર્મ બ્રહ્મો કે પ્રાર્થના સમાજ ઇત્યાદિ–તે ઉપરથી પણ ધીમે ધીમે શ્રદ્ધા ખસવા લાગી હતી. આખા હિન્દુસ્તાનમાં તેમ આખી સાક્ષર દુનિયામાં આર્યસમાજ, સ્પીરીચ્યુએલિઝમ (પ્રેતાવાહન), થીઓસોફી, આવી વાતો ચર્ચાવા લાગી હતી જનમનને એવું કાંઈક કુતૂહલ ઉ-પજી આવ્યું હતું કે માણસના શરીરમાં શરીર અને બુદ્ધિથી પણ ન કળી શકાય કે સાધી શકાય એવી કોઈ શક્તિઓ રહેલી છે. વિશ્વ-નિયમોનો જે વિચાર આપવામાં આવે છે તે કરતાં તેમનું સ્વરૂપ કાંઈક જુદું છે. આર્યધર્મ, હિંદુધર્મ, વેદધર્મ, એમાં કાંઈક છે એવું હિંદના વાસીઓને તેમ દુનિયાંના ઘણાક પંડિતોને થવા લાગ્યું હતું. નીતિ અને લોકવ્યવહારની સ્થિતિ એવી શિથિલ હતી કે પ્રતા-રણામાં જ નીતિ અને વ્યવહારનું પર્યવસાન થતું હતું. હિંદુસ્તાનના લોકોના મનમાં આવા બધા તર્ક એટલા બધા બલવાન જણાતા હતા કે તે તર્કોના પરિણામે રાજકીય અધિકાર પ્રાપ્ત કરી સ્વદેશના શુભમાં ભાગ લેવા માટે કોન્ગ્રેસ આદિ વ્યવસ્થા ઉદ્‌ભવી હતી. આ બધી સ્થિતિ આ પત્રના જન્મ વખતે હતી, તે આજ બદલાઈ જઈ તેના પરિપાકને પામી ચૂકી છે ને તેમાં આ સ્વલ્પ યત્નનો કાંઈ પણ ભાગ છે, એવી સાભિમાન અને વ્યર્થ શ્લાઘા કરવા માટે આટલી વાતો સ્મરણમાં આણી નથી. એ સ્થિતિ ઉપર લક્ષ કરતાં આ પત્ર પ્રવર્તાવનારને એમ જણાયલું કે ગુજરાતના વાચકવર્ગને આવા એક પત્રની આવશ્યકતા છે, એનાથી મનુષ્યહિતના ઉચ્ચ પ્રદેશો સંબંધે જે ચર્ચા ચાલશે તે ચલાવનારૂં એક પણ પત્ર વિદ્ય-માન નથી, એટલે એવી ચર્ચાથી લાભ થયા વિના રહેશે નહિ. આવી આશાથી ઉદ્‌ભવ પામેલા આ યત્નથી એ આશા ખોટી હતી એમ માનવાનું કારણ નથી મળ્યું, એટલામાંજ એ યત્નની કૃતાર્થતા છે. જે કારણો એવી આશા રાખવાને માટે દશ વર્ષ ઉપર પૂર્ણ હતાં,

'જમાનાનાં ચિહ્ન' એ મથાળાવાળા એક વિષયમાં તે સમયે દર્શાવવામાં આવ્યાં હતાં, તે જ કારણો આજ શતગુણિત બલથી વર્તમાન છે. એમાં જ ભૂત માટે સંતોષ માનવા સાથે ભાવિ માટેનો ઉત્સાહ સમાયલો છે. 'આર્યધર્મ પ્રકાશ' એ પ્રાચીન આર્ય ધર્મને અર્થે, અને 'જ્ઞાનસુધા' નવીન ધર્મને અર્થે એ બે વિના વિદ્યા અને ભાવના સંબંધે ચર્ચા કરનાર એક પણ પત્ર ગુજરાતમાં ન હતું. આજ આર્યાવર્તમાં આર્ય ધર્મ તથા જૈન ધર્મના અનેક પત્રો વિદ્યમાન છે. આખા મદ્રાસનું 'હિંદુ' તથા કલકત્તા નું 'અમૃત બજાર પત્રિકા' અને 'ઇન્ડઅન મિરર' એ વિના આર્ય ભાવનાની પુષ્ટિ કરનાર પત્રો ન હતાં. આજ મદ્રાસ ઇલાકામાં બે, બંગાળા ઇલાકામાં પાચ, અને મુંબાઈ ઇલાકામાં બે નવાં પત્રો આર્ય ભાવનાના ઉત્કર્ષ માટે ચાલી રહ્યાં છે. દુનિયાંમાં પણ દશ વર્ષ ઉપર જે તત્ત્વજ્ઞાન સંબંધે, ગુપ્ત વિદ્યા સંબંધે, પત્રો નીકળતાં હતાં, તે કરતાં બમણાંત્રમણાં આજ નીકળવા લાગ્યાં છે. કોન્ગ્રેસનું પત્ર ઘણી સારી સ્થિતિમાં તે અરસામાં જ નવું ઉપજી આવ્યું છે. પુસ્તકો, વાર્તાઓ, તત્ત્વજ્ઞાનના ગ્રથો, ભાષાન્તરો તે તો આખી દુનિયાંને કે એકલા હિંદુસ્તાનને પણ જોશો તો પાછલા દશ વર્ષ કરતાં ગયાં દશ વર્ષમાં પાંચ સાત ગણાં લખાયલાં માલુમ પડશે. તેમ એ બધામાં એટલું જોવા જેવું છે કે એના એ વિષયો ઉપર પ્રથમે એટલે આજથી પચીશ વર્ષ પર જે લક્ષ અપાતું, જે ગંભીરતાથી અને ઉંડાઈથી વિચાર ચલાવાતો, તે કરતાં ગયાં દશ વર્ષના લેખમાત્રમાં વધારે ગાંભીર્ય, વધારે માન, અને વધારે હૃદય દીઠામાં આવે છે; એટલુંજ નથી પણ આર્ય ભાવનાને ન સ્વીકારનાર એવા સાહિત્યમાં પણ આગળ કરતાં બહુ ઉત્તમ પ્રકારનો ફેરફાર જણાય છે. ભૌતિક પદાર્થવિજ્ઞાનના શોધોને પણ ચૈતન્યશાસ્ત્રવાળાંની સ્પષ્ટ અસર પહોંચી છે. આપણા દેશીઓ 'આપણું' એવું જે કાંઈ કહેવાય છે, જેને માટે આપણને અભિમાન અને સ્વાર્પણ કે સર્વસ્વાર્પણ કરવા જેવી ભક્તિ ઉપજે તેને, ઓળખી, હાનિ-

કારક એવા 'પરકીય'થી જુદું કરતા શીખતા જણાય છે, પોતાની
વાત સત્ય હોય તોપણ શરમથી તેને છુપાવી રાખવાની કાયરતા
છોડી વડાઈ ધૈર્ય ઉપર આવતા સમજાય છે આર્ય ધર્મના જે રીત
રિવાજ ઇત્યાદિ છે તેમને યથાર્થ સમજી તેમનું યોગ્ય આચરણ
કરવા ઉપર લોકની શ્રદ્ધા વૃદ્ધિ પામતી દેખાય છે

સ્થિતિ આવી છે મૂળ જે સ્થિતિ દશ વર્ષ ઉપર આ
પત્રના ઉદ્ભવનું કારણ થઈ હતી તેની તે જ કાયમ છે ને વધારે
સતેજ સમાન થઈ છે એની જે સમાનતા આખી દુનિયા ઉપર
આજ પ્રવર્તી રહી છે, તેની સાથે ગુજરાતી વાચકવર્ગને સંબંધ
કરાવનાર આ એમ પત્રનું અસ્તિત્વ સર્વથા સાર્થક છે આ પત્રના
વાચકોએ એના ઉપર જે ભાવ, જે શ્રદ્ધા ને જે પ્રેમ દર્શાવ્યા છે તે પણ
આ પત્રના જીવનને તેમના અંતરાત્માની એક સાક્ષી છે આશા છે
કે ભવિષ્યમાં એ વિશ્વાસને આ પત્ર અધિક યોગ્ય થાય, જે પ્રેમ
અને ભરોસાથી આ પત્ર ઉપર અનેક સુજનોના હૃદય લોભાય છે
તે પ્રેમ અને તે ભરોસાને તે અધિકાધિક પામે

ઓક્ટોબર–૧૮૯૫

## માસિકની ભાષા વિશે

આ માસિક પત્રની ભાષા કઠિન છે એવી વાત અમારા
કાન પર વારંવાર આવ્યા કરે છે, અને જેમને અમારી સાથે વાત
કરવાનો પ્રસંગ મળેલો તેમને અમે એ વિશે મને તેનો ખુલાસો
પણ આપેલો છે પરંતુ પ્રસિદ્ધ રીતે કાંઈક લખવાનો પ્રસંગ મળે
તો સારું, એમ અમારી ઘણા વખતથી ધારણા હતી. તેવામાં જ
ઉપરનું લખાણ અમને મળ્યું, તે ફક્ત ધારેલા પ્રસંગનો લાભ
લેવાની ઇચ્છાથી અત્રે પ્રકટ કર્યું છે એ વાત સર્વ રીતે પ્રસિદ્ધ
છે કે ઘરમાં બોલવાની ભાષા અને પુસ્તકો લખવાની ભાષા જુદી

જુદી હોય છે, અને લખવાના વિષયને અનુસરીને તે તે જાતની ભાષાનો ગ્રંથકારો ઉપયોગ કરે છે. જેનો વિષય કેવલ સાદી વાતચીતરૂપે આખું વૃત્તાન્ત પ્રસિદ્ધ કરવાનો જ હોય છે, એવી ગાથા વગેરે તો હમેશાં સાદી ભાષામાંજ લખાય છે, પણ જે વિચારવાળા વિષયોનો વિવેક છે, તે તો કાંઈક પ્રૌઢ ભાષાથી જ બને છે. એમ નહિ કે ભાષા તેવી જાણી જોઈને રાખવી, પણ વિષયના સ્વભાવને અનુસરીને તેવી ભાષા થઈ ગયા સિવાય પ્રકરણનું સ્વરૂપ ઉભું કરી શકાતું નથી. એ વાત અમે ભુલી નથી જતા કે સ્ત્રીઓને શિક્ષા આપવા માટે પ્રસિદ્ધ કરેલા પત્રની ભાષા તો પ્રથમ જાતિની જ રાખવી જાઈએ એમ કોઈ કહેશે, પરંતુ અમારો અભિપ્રાય તો ઉપરના નિયમોને અનુસરી એમ થાય છે કે વિષયને અનુકૂલ ભાષા વાંચનારની શક્તિ તરફ લક્ષ રાખીને વાપરવી. ભાષા અને વિચાર વચ્ચેનો સંબંધ એટલો દૃઢ છે, કે અમુક જાતિની ભાષા ન વાપરવી એમ જો નિયમ કરીએ તો અમુક વિષયોનું જ નિરૂપણ ન કરવું એમ માન્યા વિના ચાલે નહિ. માટે જ વિષયને ગોઠતી આવે તેવી ભાષા અને વિષય વાંચનારને અનુકૂલ પડે તેવી ભાષામાં લખી શકાય એવા લેવા એ અમારો સિદ્ધાંત વિચારદૃષ્ટિએ જોતાં વાજબી લાગ્યા વિના રહેશે નહિ.

આપણા લોકને કેવલ 'વાતો' વાંચવાની ટેવ પડી હોય છે એટલું જ નહિ પણ 'ગુજરાતી' ભાષા તો અમારી પોતાની છે એટલે તેમાં એવું લખાણ થઈ ન શકે કે અમે સમજ્યા વિના રહીએ એમ પણ ઘણાએક માને છે. આ વિચાર પ્રમાણે તો અંગરેજી એ. બી. સી. વાંચતાં આવડી કે તમામ અંગરેજી પુસ્તકો સુગમ થઈ જવાં જોઈએ. વિચાર કરવાની બુદ્ધિ, અને તે વિચારમાંથી સાર ગ્રહણ કરવાની શક્તિ એ બંને ઉપર સમજનો આધાર રહે છે, તો જે વિષય પોતાના મનમાં જ ઉતરી શકતો નથી તેને એક

સુધાર કે નાણાવટીઓને માટે. સર્વ લોકને સામાન્ય એવી ગુજરાતી શૈલી સંસ્કૃત શબ્દોવાળી હોય જ એ સ્પષ્ટ છે. આટલા કારણસર આ બન્ને પક્ષકારોના વિચાર અમને ખરા લાગતા નથી.

આ વિષય અત્રે દાખલ કરવાની જરૂર ન છતાં પણ તે વિષે કાંઈક લખવું યોગ્ય જણાયાથી કાંઈક લંબાણ થતાં પણ ઘણા ટુંકામાં અમારા મુખ્ય સિદ્ધાન્તો અમે જણાવ્યા છે. ફરીથી અમે કહીએ છીએ કે:—

ભાષા વિષયને અનુકૂળ હોવી જોઈએ, વિષય વાંચનારની શક્તિને અનુકૂલ હોવા જોઈએ અને વાંચનારની શક્તિ વિચારશક્તિથી વધેલી જોઈએ.

જે સામયિક* પત્રો છે તેમાં સર્વ વિષય એક જ જાતના હોતા નથી, કેટલાક વિચારવા યોગ્ય હોય છે, કેટલાક રમુજ ખાતરના હોય છે, કેટલાક વાચનમાત્રથી જ સમજાય તેવા હોય છે. ભાષાનો નિયમ કહ્યો તેને તથા સામયિક પત્રો બાબત જે વિચાર જણાવ્યો તેને અનુસરીને અમારૂં લખાણ થાય છે ને થશે; તથાપિ અમોને જે કોઈ સૂચના કરશે તે ઉપર પૂર્ણ લક્ષ રાખવા ચુકીશું નહિ.

ઓકટોબર—૧૮૮૫.

* સમયે સમયે જેમ કે માસે, આઠ દિવસે વગેરેએ પ્રસિદ્ધ થનાર.

(૫ ગ્રંથવિવેચન : કલાન્ત કવિ
(૬) સારસંગ્રહ (મળેલું)

અંક ૧૧, જૂન ૧૮૮૬
(૧) સુધારો–૩
(૨) ગૃહસ્થાશ્રમ
(૩) શા૦ વિ૦ (મળેલુ)
(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન : વીરમંડળ

અંક ૧૨, જુલાઈ ૧૮૮૬
(૧) સુધારાનો ક્રમ
(૨ સ્ત્રીધર્મ
(૩) પંડિત શ્રી ગટ્ટુલાલજીનો ગરબો (મળેલું)
(૪) શા૦ વિ૦ (મળેલું)
(૫) ગુલાબસિંહ
(૬) ગ્રંથવિવેચન: પરમપદ ઑનિવિની, સભ્યાસભ્યવિચાર-નિર્ણય,બાલકેળવણીની રીતિ (પ્રથમ દર્શન), કંજુસના કર્મની કહાણીઓ

# પુસ્તક બીજું

અંક ૧, ઑગસ્ટ ૧૮૮૬
(૧) નવું વર્ષ : પ્રિયંવદા માટે પં. ગટ્ટુલાલજી શું કહે છે?
(૨) મૂર્તિપૂજા
(૪) શા૦ વિ૦ (મળેલું)
(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન : કરજ કરી વરો કરનાર અને કરાવનાર-નું વર્ણન, વૈદકવિચાર અને શરીરરક્ષણ.

અંક ૨, સપ્ટેંબર ૧૮૮૬
(૧) જ્ઞાનનો સદુપયોગ (અંગ્રેજી ઉપરથી મળેલું)
(૨) ચારિત્ર્યથોની જરૂર અને તેના અભાવનાં કારણ(મળેલું)
(૩) શા૦ વિ૦ (મળેલું)
(૪) ગુલાબસિંહ
(૫) સાહિત્ય : ' સુજનસુશીલ મનુષ્યો, નરસે રાજી થશે સદા ન રમે '
—એ પંક્તિથી શરૂ થતી આર્યા.
(૬) લોકવાયકા

અંક ૩, ઑક્ટોબર ૧૮૮૬
(૧) લગ્ન વિષે કાયદો
(૨) સ્વતંત્રતા
(૩) શા૦ વિ૦ સંબંધી કેટલાક વિચારો

(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન મનોવિકાર તથા આશાનિરાશા વિશે નિબંધ
(૬) લોકવાયકા

અંક ૪, નવેમ્બર ૧૮૮૬

(૧) લગ્ન વિશે કાયદો–૨
(૨) સાવિત્રી (મળેલું)
(૩) ૨૫ કરોડની પુંજી (મળેલું)
(૪) ગુલાબસિંહ
(૫) પતિવ્રત વિશે ગરબી (મળેલું)
(૬) ગ્રંથવિવેચન: નિબંધરીતિ (નવલરામ), ગૃહકર્મ, પૈસાદાર કેમ થવાય?
(૭) લોકવાયકા

અંક ૫, ડિસેમ્બર ૧૮૮૬

(૧) પુનર્લગ્ન
(૨) આનંદીબાઈ જોશી (મળેલું)
(૩) ૨૫ કરોડની પુંજી–૨ (મળેલું)
(૪) ફટાકા [મળેલ]
(૫) લોકવાયકા

અંક ૬, જાન્યુઆરી ૧૮૮૭

(૧) નવું વર્ષ (મળેલું)
(૨) સાવિત્રી–૨ (મળેલું)
(૩) ગુલાબસિંહ
(૪) સ્ત્રી વિષય - સતીલક્ષણ વિશે ગરબી, દંપતીની પ્રીતિ વિશે ગરબા મળેલું।
(૫) ગ્રંથવિવેચન સુબોધચંદ્રિકા, [illegible], પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે? વડીપાઠના ગરબા, સુબોધપત્રિકા, [illegible], [illegible].
(૬) સમસ્યા
(૭) લોકવાયકા

અંક ૭, ફેબ્રુઆરી ૧૮૮૭

(૧) નારીપૂજા (મળેલું)
(૨) શ્રીમદ્ભાગવત અને દેવીભાગવત (મળેલું)
(૩) સુહાગ (અંગ્રેજી ઉપરથી; મળેલું)
(૪) મનોનીતા–રચના–એક સ્ત્રી
(૫) સમસ્યાપૂર્તિ (૫ ગટુલાલજી, ૨૨ મકનલાલ નિ મુનિ, પ્રભાશંકર અંબાશંકર)
(૬) રાણી હર્ષોત્સવ પ્રસંગે આશિષ (મળેલું)
(૭) લોકવાયકા

અંક ૮, માર્ચ ૧૮૮૭

(૧) મન—આત્મભાન :

'ઉડી જા તું ગાફેલ ગાભરા !
તારે અંતરે શી આંટી રહી ?
—ગઝલ સોરઠ

(૨) ઉપસર્ગ (મળેલું)
(૩) સતી સીતા–૨; લખનાર એક સ્ત્રી
(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન : સૌંદર્યલહરી, શ્રી વૈદ્યજીવન, પુસ્તકોની પહોચ
(૬) લોકવાયકા

અંક ૯, એપ્રિલ ૧૮૮૭

(૧) આત્મબોધ રામાયણ—૧ (મળેલું પદ)
(૨) ચતુર નાર (મળેલું)
(૩) ચમત્કાર—'હૃદય ચક્ષુ'
(૪) સતી સીતા–૩; લખનાર એક સ્ત્રી
(૫) સુખદુઃખ (મળેલું)
(૬) રમુજ
(૭) લોકવાયકા

અંક ૧૦, મે ૧૮૮૭

(૧) આત્મબોધ રામાયણ – ૨ (મળેલું પદ)
(૨) દાદાજી વિ. રુકમાબાઈ
(૩) ધ્યાન
(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન : શ્રી કચ્છ-ભૂપતિપ્રવાસવર્ણન
(૬) લોકવાયકા

અંક ૧૧, જૂન ૧૮૮૭

(૧) આત્મબોધ રામાયણ – ૩ (મળેલું પદ)
(૨) વહેમ
(૩) નારીપ્રતિષ્ઠા અને પુનર્લગ્ન અથવા નારીપ્રતિષ્ઠા પર વાર્તિક
(૪) ગ્રંથવિવેચન : કાવ્યનિમજ્જન, અરેબિયન નાઈટ્સ, પવિત્ર પ્રેમદા, ચૌદ વિદ્યા ને ચોસઠ કળા; ગ્રંથસ્વીકાર
(૫) લોકવાયકા

અંક ૧૨, જુલાઈ ૧૮૮૭

(૧) સ્ત્રીઓને છુટ
(૨) ગુજરાતી ભાષાના ગ્રંથો
(૩) શારીર વિદ્યા સંબંધી પ્રશ્નનો ખુલાસો
(૪) દામ્પત્ય (મળેલું – મધુપદૂત'માંથી)
(૫) ગુલાબસિંહ

(૬) ગ્રંથવિવેચન: બૃહત્કાવ્યદોહન ભા–૧
(૭) વધારો
(૮) લોકવાયકા

# પુસ્તક ત્રીજું

અંક ૧, ઑગસ્ટ ૧૮૮૭
(૧) મારી વર્ણના
(૨) સદ્‌વૃત્તિ
(૩) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૪) ગુલામસિંહ
(૫) ગ્રંથવિવેચન. સરસ્વતી માહાત્મ્ય, પ્રમદા, સરકારી કાવ્યદોહન (અપૂર્ણ)
(૬) લોકવાયકા

અંક ૨, સપ્ટેમ્બર ૧૮૮૭
(૧) સતી સાતાને ઉત્તર (મ સૂ. ત્રિપાઠી)
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) ગ્રંથવિવેચન. સરકારી કાવ્યદોહન

અંક ૩, ઑક્ટોબર ૧૮૮૭
(૧) સદ્‌વૃત્તિ
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) ગુલામસિંહ
(૪) ગ્રંથવિવેચન: સરસ્વતીચંદ્ર (અપૂર્ણ)
(૫) લોકવાયકા

અંક ૪, નવેમ્બર ૧૮૮૭
(૧) નિગાશા—કાવ્ય
"કશા આધાર ના ભાગ્ય" ગઝલ
(૨) સદ્‌વૃત્તિ—ઉદ્દેશસ્વીકાર
(૩) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૪) ગુલામસિંહ
(૫) ગ્રંથવિવેચન સરસ્વતીચંદ્ર
(૬) લોકવાયકા

અંક ૫, ડિસેમ્બર ૧૮૮૭
(૧) દાંપત્ય (મળેનું પદ) તથા વ્યાખ્યાન (૫ ગટ્ટુલાલજી)
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) ગુલામસિંહ
(૪) લોકવાયકા

અંક ૬, જાન્યુઆરી ૧૮૮૮
(૧) દાંપત્ય (મળેનું) તથા વ્યાખ્યાન પંડિત ગટ્ટુલાલજી
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) ગુલામસિંહ

(૪) ગ્રંથવિવેચન : નરમના, કુસુમમાળા
(૫) લોકવાયકા

અંક ૭, ફેબ્રુઆરી ૧૮૮૮
(૧) નૂતન—વસંત વિષે (ભજેનુ પદ)
(૨) સદ્‌વૃત્તિ
(૩) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૪) થીઓસોફી શું ? (ભજેનુ)
(૫) દાંપત્ય ( પં ગટ્ટુલાલજી )
(૬) લોકવાયકા
(૭) વજ્જના રાણાગ્ના પત્નીના મૃત્યુની નોંધ ( પૂઠા ઉપર)

અંક ૮, માર્ચ ૧૮૮૮
(૧) બ્રહ્મવિચાર બારમાસો (ભજેનુ ઘોળ)
(૨) અધિક માસ ( ,, )
(૩) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૪) ગુલાબચિહ્ન
(૫) દાંપત્ય
(૬) લોકવાયકા

અંક ૯, એપ્રિલ ૧૮૮૮
(૧) ભક્તિપ્રભાવ (ભજેનુ પદ)
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) થીઓસોફી શું ? (ભજેલુ)
(૪) દામ્પત્ય ,,
(૫) લોકવાયકા
(૬) 'સતી સાતા' લખનાર નંદવિદ્યા ગૌરીના મૃત્યુની નોંધ (પૂઠા ઉપર)

અંક ૧૦-૧૧ મે-જૂન (પ્રગટ તા ૨૩-૬-૮૮)
(૧) અપય્ય દીક્ષિત વિરચિત વૈરાગ્ય શતક (પં. ગટ્ટુલાલજીના ભાષાંતર સહિત)
(૨) થીઓસોફી શું ? (ભજેનુ)
(૩) ભક્તિપ્રભાવ—નવધાભક્તિ (કાવ્ય-પં. ગટ્ટુલાલજી)
(૪) દામ્પત્ય ,,
(૫) કુમુદનો ચંદ (ભજેનુ કાવ્ય) —ગઝલ

અંક ૧૨, જુલાઈ ૧૮૮૮
(૧) વૈરાગ્ય
(૨) ભક્તિપ્રભાવ—નવધાભક્તિ (પં ગટ્ટુલાલજી)
(૩) દામ્પત્ય ,,

# પુસ્તક ચોથું

અંક ૧, ઓક્ટોબર ૧૮૮૮
(૧) વર્ષારંભ
(૨) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૩) સદ્‌વૃત્તિ

(૪) નિઃસ્વાર્થ વિષે (મજેનું કાવ્ય)

(૫) ગ્રંથવિવેચન: ગંગા ગોવિંદસિંહ, સિદ્ધાંતસિંધુ, ભામિનીભૂષણ, ઉમરેઠ હિંદ, સદ્વર્તન, પતિવ્રતા બાયડીનો વહેમી ભરથાર, મોહ્રાશાધના મેંદરબાઈ.

(૬) લોકવાયકા

'પ્રાણવિનિમય'ની જાહેરખબર (પૂઠા ઉપર)

અંક ૨, નવેંબર ૧૮૮૮

(૧) દીપોત્સવ

(૨) કોંગ્રેસ-કોન્વેન્શન

(૩) શ્રીમદ્ભગવદ્ગીતા

(૪) સદ્વૃત્ત

(૫) થીઓસોફી શું? મેડમ બ્લેવેટ્સ્કીનો જન્મવૃત્તાંત (મજેનું)

(૬) ગુલાબસિંહ

(૭) લોકવાયકા

અંક ૩, ડિસેંબર ૧૮૮૮

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા

(૨) જમાનાનાં ચિહ્ન

(૩) ગુલાબસિંહ

(૪) ગ્રંથવિવેચન: સ્વધર્માભિમાન, સુંદરીગુણમંદિર, સ્ત્રીજાતિની સત્કીર્તિ, 'પ્રાણવિનિમય' અને 'સિદ્ધાંતસાર'ની યોજનાની જાહેરખબર (પૂઠા ઉપર)

અંક ૪, જાન્યુઆરી ૧૮૮૯

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા

(૨) સદ્ગતિ

(૩) ગુલાબસિંહ

(૪) થીઓસોફી શું? (મજેનું)

(૫) ગ્રંથવિવેચન: ઋતુવર્ણન

અંક ૫, ફેબ્રુઆરી ૧૮૮૯

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા

(૨) સદ્ગતિ

(૩) ગ્રંથવિવેચન: લીગધારાની વાર્તા, નાગસિંહ ને વિમજેરી.

અંક ૬, માર્ચ ૧૮૮૯

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા

(૨) ગુલાબસિંહ

(૩) ગ્રંથવિવેચન: ચંદ્રપ્રભાચરિત, આર્યકીર્તિ, સંન્યાસી, ઇન્દ્રજિતવધ

અંક ૭, એપ્રિલ ૧૮૮૯

(૧) નૂતન—ગોકુલ વિષે (મજેનું)

(૨) શ્રીમ.ભગવદ્ગીતા
૩) ધર્મ–કુટુંબ–રાજ્ય
૪) બાવો બોલ્યા તે સત્ય
૫) ધર્મની કેળવણી
૬) ગુલાબસિંહ
૭) ગ્રંથવિવેચન જાતમેહેનત

અંક ૮, મે ૧૮૮૯

૧) મનમાં માયાનો વાસ (મળેલું)
૨) ધર્મબોધ
૩) પીનલકોડનો સુધારો
૪) ગૂજરાતી ભાષાની ઉન્નતિ
૫) દાન
૬) ગ્રંથવિવેચન: ચંદ્રપ્રભાચરિતના વિવેચન ઉપર ચર્ચાપત્ર
૭) ગુલાબસિંહ

અંક ૯, જૂન ૧૮૮૯

૧) શાનમંજરી (મળેલું કાવ્ય)
૨) શ્રીમદ્ભગવ.ગીતા
૩) બાગનાર
૪) ગ્રંથવિવેચન જ્યાકુવર, સુબોધસંગ્રહ, બોધસાગર, દશકુમારચરિત, ઋતુસંહાર, આત્મબોધ, સન્માર્ગદર્શક ગ્રંથ

(૬) આવતું સૂર્યગ્રહણ, ઓન નાનાભાઈહરિદાસના મૃત્યુની નોંધ, ૫ ગટ્ટુલાલજીના કાવ્ય દ્વારા

અંક ૧૦, જુલાઈ ૧૮૮૯

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા
(૨) એક પ્રાચીન લેખ
(૩) સદ્વૃત્તિ
(૪) ગુલાબસિંહ
(૫) ઇન્ટરનૅશનલ ઓરીએન્ટલ કોન્ફરન્સ
(૬) ગ્રંથસ્વીકાર

અંક ૧૧, ઓગસ્ટ ૧૮૮૯

(૧) ગરીબાઈ
(૨) શ્રીમ.ભગવ.ગીતા
(૩) સ.વૃત્તિ
(૪) ગુલાબસિંહ
(૫) સોશિયાલિઝમ અથવા સમાનભાવ
(૬) લોકવાયકા

અંક ૧૨, સપ્ટેંબર ૧૮૮૯

(૧) શ્રીમ.ભગવદ્ગીતા
(૨) સદ્વૃત્તિ
(૩) ગુલાબસિંહ

(૪) ગ્રંથવિવેચન : ગગાઃ એક ગૂર્જર વાર્તા, અરેબિયન નાઈટ્સ-૨, લોકભ્રમ, પ્રરાવતી, નળાખ્યાન, હોમીઓપેથીક ચિકિત્સા-૧, હેન્ડબુક ઑફ ગુજરાતી ગ્રામર

## પુસ્તક પાંચમું

**અંક ૧, ઑક્ટોબર ૧૮૮૯**

(૧) વર્ષારંભ
(૨) શ્રીમદ્ભગવદ્ગીતા
(૩) ગુલાબસિંહ
(૪) સદ્વૃત્તિ
(૫) શિક્ષણવિચાર
(૬) ગ્રંથવિવેચનઃ સ્નેહમુદ્રા

**અંક ૨, નવેંબર ૧૮૮૯**

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા
(૨) મરણ ! સર્વ તારે શરણ (મળેલું)
(૩) ગુલાબસિંહ
(૪) જાતિબંધન નીતિને પુષ્ટિ આપનારું છે ?
(૫) પ્રમાણિકપણું (મળેલું-લખનાર એક સ્ત્રી)
(૬) ગ્રંથવિવેચનઃ બૃહત્ કાવ્યદોહન ભા. ૨-૩, બાળશિક્ષણ અને લાર્ડ-બકેનનું હિત, જીવનપ્રભાત, મુદ્રારાક્ષસ, વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોને પ્રશ્નથી અરજી.

**અંક ૩, ડીસેંબર ૧૮૯૦**

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા
(૨) ગુલાબસિંહ
(૩) સદ્વૃત્તિ
(૪) પ્રમાણિકપણું (મળેલું)

**અંક ૪, જાન્યુઆરી, ૧૮૯૦**

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા
(૨) સદ્વૃત્તિ
(૩) ગુલાબસિંહ
(૪) શિક્ષણવિચાર
(૫) સોશિયલ કૉન્ફરન્સ
(૬) સરિતા (મળેલું-કાવ્ય)

**અંક ૫, ફેબ્રુઆરી ૧૮૯૦**

(૧) શ્રીમદ્ભગવદ્ગીતા
(૨) ગુલાબસિંહ
(૩) ઉચ્ચભાવનાધ્વંસ
(૪) ગ્રંથવિવેચન : દયારામકૃત કાવ્યસંગ્રહ, નીતિવ્યાવહારિક ધર્મો.

અંક ૬, માર્ચ ૧૮૯૦
(૧) વાક્યસુધાનું ભાષાંતર (મજેનુ)
(૨) દૃગ્દશ્યભેદનિર્ણય ( ,, )
(૩) લિંગ ઙ
(૪) સદ્‌વૃત્તિ
(૫) ગુલાબસિંહ
(૬) ગ્રંથવિવેચન : કુસુમાવલી, કાવ્યપ્રભાકર

અંક ૭, એપ્રિલ ૧૮૯૦
(૧) માયાબ્રહ્મભેદનિર્ણય (મજેનું)
(૨) બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાનાં સાધનો
(૩) 'વસંતવિજય'નું વિવેચન (મજે.)
(૪) ચંદ્રચંદ્રારી કાવ્ય (મજેનુ)

અંક ૮, મે ૧૮૯૦
(૧) દૃગ્દશ્યવિવેક (મજેનુ)
(૨) શંકરાચાર્યવિરચિત સોપાનપંચક અથવા સાધનપંચક (મજેનુ)
(૩) ચન્દ્રચકોરી કાવ્ય ,,
(૪) વસન્તઆગમ ,,
(૫) અવલોકન

અંક ૯, જૂન ૧૮૯૦
(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૨) ગુલાબસિંહ
(૩) ચન્દ્રચકોરી કાવ્ય [મજેનુ]
(૪) ગૂઢ વેદાન્ત

અંક ૧૦, જુલાઈ ૧૮૯૦
(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૨) અવલોકન
(૩) પ્રો. જીન્સીવાલા
(૪) ગુલાબસિંહ
(૫) ગ્રંથવિવેચન : બાહ્ય વસ્તુસ્વરૂપ, માનવપ્રકૃતિના સં. વિશે વિચાર, જટિન પ્રાણનાથ, સુન્દરીગુણમંદિર

અંક ૧૧, ઑગસ્ટ ૧૮૯૦
(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૨) સદ્‌વૃત્તિ
(૩) ગુલાબસિંહ
(૪) અવલોકન
(૫) ચન્દ્રચકોરી કાવ્ય [મજેનુ]

અંક ૧૨, સપ્ટેંબર ૧૮૯૦
(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
(૨) ગુલાબસિંહ
(૩) શાસ્ત્રાર્થ
(૪) ગ્રંથવિવેચન : હિંદ અને બ્રિટાનિયા

# સુદર્શન

## પુસ્તક છઠ્ઠું

## પુસ્તક આઠમું

(૨) આત્મબોધ ,,
(૩) શ્રીમદ્ભગવદ્ગીતા
(૪) પ્રશ્નમાલા
(૫) ચારિત્ર
(૬) બે ભાગવતો [મળેલું]
(૭) ગુલાબસિંહ
(૮) અવલોકન [મળેલું]

અંક ૪, જાન્યુઆરી ૧૮૯૨

(૧) મેઘદૂત [મળેલું]
(૨) શ્રીમદ્ભગવદ્ગીતા ,,
(૩) પ્રશ્નમાલા
(૪) ચારિત્ર
(૫) બે ભાગવતો (મળેલું)
(૬) ગુલાબસિંહ

અંક ૫, ફેબ્રુઆરી ૧૮૯૨

(૧) સાહિત્ય–લાવણી (મળેલું)
(૨) બ્રહ્મકેનોપનિષદ ,,
(૩) પ્રશ્નમાલા
(૪) ચારિત્ર
(૫) ધર્મ
(૬) ગુલાબસિંહ
(૭) બે ભાગવતો [મળેલું]

અંક ૬, માર્ચ ૧૮૯૨

(૧) સાહિત્ય–પતંગ [મળેલું]
(૨) વેદાન્તસાર
(૩) ચારિત્ર
(૪) વર્ણાશ્રમધર્મ
(૫) કર્તવ્ય [મળેલું]
(૬) પ્રશ્નમાલા
(૭) નાનિવ્યવદા-
(૮) બે ભાગવતો

અંક ૭, એપ્રિલ ૧૮૯૨

(૧) પ્રેમપંચદશી–ગઝલ [મળે
(૨) પ્રાર્થનાસમાજના મોક્ષ
બંધી ધર્મસિદ્ધાંતો [મળે
(૩) વેદાન્તસાર
(૪) કેળવણી સંબંધી થોડા વિ
(૫) ગુલાબસિંહ
(૬) પ્રશ્નમાલા
(૭) પ્રાણવિનિમય

અંક ૮, મે ૧૮૯૨

(૧) સાહિત્ય—અભેદની ગર
(૨) " જ્ઞનદિનવાદ અને સહ
ઉપલબ્ધિ " [મળેલું]
(૩) દિગ્દર્શન ,,
(૪) તપ ,,
(૫) વેદાન્તસાર
(૬) નિર્વાણષટ્ક સ્તોત્રનું
ભાષાંતર
(૭) ગુલાબસિંહ
(૮) દુષ્યંત અને શકુંતલા
[મળેલું]

(૯) અવલોકન : ચન્દ્રકાન્ત

અંક ૧૦, જુલાઈ ૧૮૯૨

(૧) સાહિત્ય– પાંચ હોરીઓ [મળેલી]
(૨) અર્જુને આવાહન
(૩) શ્રીમદ્ભગવદ્ગીતા
(૪) બંધન [મળેલું]
(૫) ચારિત્ર
(૬) શ્રદ્ધાની પૂર્ણતા [મળેલું]
(૭) ગુલાબસિંહ

અંક ૧૧, ઓગસ્ટ ૧૮૯૨

(૧) સાહિત્ય—હરિપ્રેમપંચદશી [મળેલું]
(૨) શ્રીમદ્ભગવદ્ગીતા
(૩) પ્રશ્નમાલા
(૪) ચારિત્ર
(૫) પૂર્વ અને પશ્ચિમ
(૬) ગુલાબસિંહ
(૭) બંધન (મળેલું)
(૮) ભાષાનું લક્ષણ

અંક ૧૨, સપ્ટેંબર ૧૮૯૨

(૧) પ્રેમમસ્તની ગઝલ
(૨) શ્રીમદ્ભગવદ્ગીતા
(૩) પૂર્વ અને પશ્ચિમ
(૪) ચારિત્ર
(૫) ગુલાબસિંહ
(૬) બંધન [મળેલું]

# પુસ્તક આઠમું

અંક ૧, ઓકટોબર ૧૮૯૨

(૧) એનીબેસન્ટ અને થીઓસોફી [વધારો]
(૨) સાહિત્ય : મસ્તી, ઉપાલંભ ગઝલ [મળેલું]
(૩) શ્રીમદ્ભગવદ્ગીતા
(૪) ત્રણ સ્વપ્ન [મળેલું]
(૫) દુષ્યંત અને શકુંતલા ,,
(૬) ગુલાબસિંહ
(૭) સપ્તપર્ણ મનુષ્ય [મળેલું]
(૮) ગ્રંથાવલોકન

અંક ૨, નવેંબર ૧૮૯૨

(૧) સાહિત્ય; ગમે ઠરક. પ્રેમ-મસ્ત [મળેલું]
ફકીરી હાલ ,,
સખા પ્રતિ ઉક્તિ ,,
(૨) શ્રીમદ્ભગવદ્ગીતા
(૩) પ્રશ્નમાલા
(૪) સપ્તપર્ણ મનુષ્ય
(૫) દુષ્યંત અને શકુંતલા
(૬) ગુલાબસિંહ
(૭) પૂર્વ અને પશ્ચિમ

(૬) વિદ્વચ્ચર્ચા

અંક ૨, નવેમ્બર ૧૮૯૩

(૧) સાહિત્ય કટુપ્રેમ [મળેલું]

(૨) પુનર્જન્મ સંબંધી થોડા વિચારો [મળેલ]

(૩) અમદાવાદ પ્રોવાન્શીઅલ કૉન્ફરન્સ

(૪ વિદ્વચ્ચર્ચા [હાના ના નાટકો]

(૫) ગુનાગમિઠ

(૬) પર્યટનમીમાંસા

અંક ૩, ડીસેમ્બર ૧૮૯૩

(૧) સાહિત્ય મદનોક્તિ[મળેલું] મેઘનાદ [મળેલું]

(૨) પુનર્જન્મ સંબંધી થોડા વિચારો [મળેલું]

(૩) પર્યટનમીમાંસા

(૪) ગુલાબસિંહ

(૫) પુરાણભાવના [મળેલ]

અંક ૪ જાન્યુઆરી ૧૮૯૪

(૧) સાહિત્ય વનમાં એક પ્રભાત [મળેલ]

(૨) પુનર્જન્મ સંબંધી થોડા વિચારો [મળેલ]

(૩) પુરાણભાવના [મળેલું]

(૪) અવલોકન [,]

અંક ૫, ફેબ્રુઆરી ૧૮૯૪

(૧) સાહિત્ય . પુષ્પબાણવિલાસ ભાષાંતર [મળેલ]

(૨) પુનર્જન્મ સંબંધી થોડા વિચારો [મળેલ]

(૩) ગુનાગસિંહ

(૪) નિવૃત્તિમાર્ગ

(૫) વિદ્વચ્ચર્ચા [મળેલું]

અંક ૬, માર્ચ ૧૮૯૪

(૧) સાહિત્ય વિવિધ [મળેલ]; મસ્ત ... [મળેલ], પુષ્પબાણવિનાસ [મળેલ]

(૨) પુનર્જન્મ સંબંધી વિચારો [મળેલું]

(૩) વિદ્વચ્ચર્ચા—ભાષા અને વિચાર [મળેલ]

(૪) ગુનાગસિંહ

(૫) વિદ્વચ્ચર્ચા [મળેલ]

અંક ૭, એપ્રિલ ૧૮૯૪

(૧) સાહિત્ય જનપ્રવાસ[મળેલ] અગર્ભામ ... [મળેલું] ગતિ [મળેલું]

(૨) પુનર્જન્મ વિષે વિચાર

(૩) ગુલાબસિંહ

(૪) ગ્રંથાવલોકન

અંક ૮, મે ૧૮૯૪

(૧) સાહિત્ય પ્રેમ અને મૃત્યુ [મળેલું] પ્રેમ અને શ્રદ્ધા [મળેલું]

## પુસ્તક દસમું

(૨) ગુજરાતના લેખકો
(૩) ગુલાબસિંહ
(૪) ગ્રંથાવલોકન
(૫) રાજ્ય—કોંગ્રેસ; હિન્દુસ્તાનની ભૂગોળ; પૂર્વ અને પશ્ચિમ
(૬) લોકવૃત્ત
(૭) ગૃહ—સામાજિક સુખ [ મળેલું ]
(૮) ધર્મ—પુનર્જન્મ વિષે વિચારો [ મળેલું ]

અંક ૨, નવેંબર ૧૮૮૪

(૧) અશ્રુતિશ્રવણ [ મળેલું ]; પુષ્પરુદન [ ,, ]; આકર્ષક પ્રેમ [ ,, ]; મનને શિક્ષા [ ,, ];
(૨) ગુજરાતના લેખકો
(૩) ગ્રંથાવલોકન
(૪) ગુલાબસિંહ
(૫) ધર્મ—પુનર્જન્મ વિશે વિચારો [ મળેલું ]
(૬) ગૃહ—સામાજિક સુખ [ મળેલું ]
(૭) રાજ્ય-પૂર્વ અને પશ્ચિમ
(૮) લો[illegible]

અંક ૩, ડીસેંબર ૧૮૮૪

(૧) સાહિત્ય : વર્ષાનિશાએ વિરહિણી [ મળેલું ]
(૨) ગુજરાતના લેખકો
(૩) ગ્રંથાવલોકન
(૪) ગૃહ—સામાજિક સુખ [ મળેલું ]
(૫) ધર્મ—અભ્યાસ
(૬) રાજ્ય—પ્રાથમિક કેળવણી [મળેલું]
(૭) લોકવૃત્ત

અંક ૪, જાન્યુઆરી ૧૮૯[illegible]

(૧) સાહિત્ય—નિરંજનાત્મા [ મળેલું ]; માધુર્ય [ મળેલું ]
(૨) ગુલાબસિંહ
(૩) ગ્રંથાવલોકન
(૪) લોકવૃત્ત
(૫) ધર્મ—અનાદિ સાંત તે શું? [મળેલું]; પ્રારબ્[illegible] [illegible]ને પુરુષાર્થ [મળે[illegible]
[illegible]સામાજિક [illegible]
[illegible]
[illegible]મી [illegible]

(૨) ગુજરાતના લેખકો
(૩) ગુલાબસિંહ
(૪) ગ્રંથાવલોકન
(૫) રાજ્ય—કોંગ્રેસ; હિન્દુસ્તાનની ભૂગોળ; પૂર્વ અને પશ્ચિમ
(૬) લોકવૃત્ત
(૭) ગૃહ—સામાજિક સુખ [ મળેલું ]
(૮) ધર્મ—પુનર્જન્મ વિષે વિચારો [ મળેલું ]

અંક ૨, નવેંબર ૧૮૯૪

(૧) અશ્રુતિશ્રવણ [ મળેલુ ]; પુષ્પરુદન [ " ]; આકર્ષક પ્રેમ [ " ]; મનને શિક્ષા [ " ];
(૨) ગુજરાતના લેખકો
(૩) ગ્રંથાવલોકન
(૪) ગુલાબસિંહ
(૫) ધર્મ—પુનર્જન્મ વિશે વિચારો [ મળેલુ ]
(૬) ગૃહ—સામાજિક સુખ [ મળેલુ ]
(૭) રાજ્ય—પૂર્વ અને પશ્ચિમ
(૮) લોકવૃત્ત

અંક ૩, ડીસેંબર ૧૮૯૪

(૧) સાહિત્ય : વર્ષાનિશાએ વિરહિણી [ મળેલુ ]
(૨) ગુજરાતના લેખકો
(૩) ગ્રંથાવલોકન
(૪) ગૃહ—સામાજિક સુખ [ મળેલું ]
(૫) ધર્મ— અભ્યાસ
(૬) રાજ્ય—પ્રાથમિક કેળવણી [મળેલુ]
(૭) લોકવૃત્ત

અંક ૪, જાન્યુઆરી ૧૮૯૫

(૧) સાહિત્ય—નિરંજનાત્મા [ મળેલું ]; માધુર્ય [ મળેલુ ]
(૨) ગુલાબસિંહ
(૩) ગ્રંથાવલોકન
(૪) લોકવૃત્ત
(૫) ધર્મ—અનાદિ સાંત તે શું ? [મળેલુ]; પ્રારબ્ધ અને પુરુષાર્થ [મળેલુ]
(૬) ગૃહ—સામાજિક સુખ [મળેલુ]
(૭) રાજ્ય—દશમી નેશનલ કોંગ્રેસ

(૪) ગ્રંથાવનોકન
(૫) ધર્મ—શ્રીમદ્ શંકરાચાર્ય કૃત ચર્પટપંજરિકા (મળેનુ)
(૬) મનુષ્યતેજ
(૭) ગૃહ—મર્યાદ
(૮) રાજ્ય— કારભાર
(૯) લોકવૃત્ત

અંક ૯ જૂન ૧૮૯૫

(૧) સાહિત્ય વિરહરમરણ (મળેનુ), મૃત્યુ (મળેનુ)
(૨) ગુલાબસિંહ
(૩) ગ્રંથાવલોકન
(૪) ધર્મ—મનુષ્યતેજ
(૫) ગૃહ—મર્યાદ
(૬) રાજ્ય—કારભાર
(૭) લોકવૃત્ત

અંક ૧૦, જુલાઈ ૧૮૯૬

(૧) સાહિત્ય વિષપાન (મળેનુ)
(૨) ચંદા અને સંધ્યા ( ,, )
(૩) ગ્રંથાવનોકન
(૪) દુષ્યન્ત અને શકુન્તલા ( ,, )
(૫) ધર્મ—વેદાંત રામાયણ ( ,, )
(૬) જૈનાચાર્ય ગુનાબચંદ જીના વૈરાગ્યશતકમાથી ઉતારો
(૭) ધર્મ—મનુષ્યતેજ
(૮) ગૃહ—પર્યટનમીમાંસા, પન (મળેનુ)
(૯) રાજ્ય—કારભાર
(૧૦) હરિદાસ વિહારીદાસના અવસાનની નોંધ

અંક ૧૧, ઑગસ્ટ ૧૮૯૫

(૧) સાહિત્ય કડવો અનુભવ; અન્યોક્તિ, ગામડાની સાંઝ, વૈદ્યરાજ બાવાભાઈ (બધા મળેલા)
(૨) કવિતાની કલ્પના અને ભાવના (મળેનુ)
(૩) ગ્રંથાવનોકન
(૪) ગૃહ—સામાજિક સુખ (મળેનુ)
(૫) ધર્મ-જૈનાચાર્ય ગુલાબચંદજીકૃત વૈરાગ્યશતક (મળેનુ)
(૬) શ્રી શંકરાનંદકૃત પ્રશ્નોત્તરરત્નમાલા (મળેનુ)
(૭) ગોરક્ષા
(૮) રાજ્ય-પૂર્વ અને પશ્ચિમ

# પુસ્તક અગિયારમું

અંક ૪, જાન્યુઆરી ૧૮૯૬



અંક ૫, ફેબ્રુઆરી ૧૮૯૬



અંક ૬, માર્ચ ૧૮૯૬

(૪) સામયિક પત્ર
(૫) ગૃહ—મારું જીવનચરિત
(૬) રાજ્ય—સુતર ઉપર નવી જકાત
(૭) રાષ્ટ્રીય સભા અને સંસારસુધારા સમાજ
(૮) ધર્મ—અભ્યાસ
(૯) થીઓસોફી

અંક ૭, એપ્રિલ ૧૮૯૬
(૧) શરણ (કાવ્ય)
(૨) મૈનાવતીનું મૃત્યુ (કાવ્ય; મળેલું)
(૩) ચંદ્રાન્યોક્તિ ( " )
(૪) સંગીત
(૫) ગ્રંથાવલોકન:
(૬) દુષ્યંત અને શકુન્તલા (મળેલું)
(૭) ધર્મ—અભ્યાસ
(૮) એની બેસંટ
(૯) સનાતન ધર્મ પરિષદ્
(૧૦) ગૃહ—મારું જીવનચરિત
(૧૧) રાજ્ય—જૈન ગુલ (મળેલું)

અંક ૮, મે ૧૮૯૬
(૧) મનને ઉપદેશ (લાવણી)
(૨) સો ઉત્તમ પુસ્તકો
(૩) ગુજરાતના લેખકો
(૪) ગ્રંથાવલોકન
(૫) ગૃહ—સામાજિક સુખ
(૬) મારું જીવનચરિત
(૭) રાજ્ય—જૈન ગુલ (મળેલું)
(૮) કારભાર
(૯) ધર્મ—થીઓસોફી
(૧૦) અભ્યાસ

અંક ૯, જૂન ૧૮૯૬
(૧) સાહિત્ય: વીંધાયેલને શિક્ષણ (મળેલું; અભેદ (૫૬)
(૨) ગ્રંથાવલોકન
(૩) સો ઉત્તમ પુસ્તકો
(૪) ગૃહ—મારું જીવનચરિત
(૫) ધર્મ—થીઓસોફી
(૬) કર્મ (મળેલું)
(૭) અભ્યાસ
(૮) રાજ્ય—રાષ્ટ્રીય સભા અને સંસારસુધારા સમાજ

અંક ૧૦, જુલાઈ ૧૮૯૬
(૧) સાહિત્ય: હું બાવરો (ગઝલ; મળેલી)
(૨) પંચદશીનું પારિતોષિક
(૩) ગુજરાતના લેખકો અને 'વિવેચક'

(૪) અવલોકન—વર્તમાન નાટકો
(૫) રાજ્ય—કારભાર
(૬) ગૃહ—ઘરખૂણે નીતિ
(૭) ધર્મ—થીઓસોફી
(૮) અભ્યાસ
(૯) કર્મ (મળેલું)

અંક ૧૧, ઑગસ્ટ ૧૮૯૬
(૧) શાપસભ્રમ [મળેલું]
(૨) ગ્રથાવલોકન: પ્રે લિંકનનું ચરિત્ર
(૩) નાટક
(૪) ગૃહ—મારું જીવનચરિત
(૫) સામાજિક સુખ(મળેલું)
(૬) ધર્મ—કર્મ (મળેલું)
(૭) અભ્યાસ
(૮) થીઓસોફી
(૯) રાજ્યકારભાર

અંક ૧૨, સપ્ટેંબર ૧૮૯૬
(૧) સાહિત્ય: નિરાશા (કાવ્ય; મળેલું), મુગ્ધાને સંબોધન (મળેલું)
(૨) સૌ ઉત્તમ પુસ્તકો (મળેલું)
(૩) ગ્રથાવલોકન
(૪) ગૃહ—મારૂં જીવનચરિત
(૫) સામાજિક સુખ (મળેલું)
(૬) ધર્મ—કર્મ (મળેલું)
(૭) અધિકાર
(૮) અભ્યાસ
(૯) રાજ્ય—કારભાર

## પુસ્તક બારમું

અંક ૧, ઑક્ટોબર ૧૮૯૬
(૧) સાહિત્ય: ત્યાગ (મળેલું)
(૨) સંગીત
(૩) કાવ્ય
(૪) ગ્રથાવલોકન
(૫) થીઓસોફી
(૬) કર્મ (મળેલું)
(૭) અભ્યાસ
(૮) ગૃહ—મારું જીવનચરિત્ર
(૯) રાજ્ય—સ્વરાજ્ય

અંક ૨, નવેંબર ૧૮૯૬
(૧) સાહિત્ય: સીમા [મળેલું]
(૨) ગુજરાતી ભાષાના ઉત્તમ પુસ્તકોનું શતક [મળેલું]
(૩) ગ્રથાવલોકન
(૪) ગૃહ—સ્વાર્થ અને પરમાર્થ

(૨) વાચન
(૩) ધર્મ—દેવલોક (મળેલું)
(૪) અભ્યાસ
(૫) સ્વપ્ન (મળેલું)
(૬) જ્ઞાન
(૭) ગૃહ—નવીન અને પ્રાચીન
(૮) રાજ્ય—પ્રજામત અને સરકાર

અંક ૨, નવેંબર ૧૮૯૭
(૧) સાહિત્ય: કબીર સાહેબનાં પદ; રવિદાસનાં પદ
(૨) ગ્રંથાવલોકન
(૩) ધર્મ—આત્મજ્ઞાન
(૪) સ્વપ્ન (મળેલું)
(૫) અભ્યાસ
(૬) દેવલોક (મળેલું)
(૭) ગૃહ—નીતિ
(૮) આપણા પૂજ્ય ગુરુઓ
(૯) રાજ્ય—વર્તમાન સમયની આવશ્યકતા

અંક ૩, ડીસેંબર ૧૮૯૭
(૧) પંડિત ગટ્ટૂલાલજીના મૃત્યુની નોંધ
(૨) સાહિત્ય : મનને ઉપદેશ; આણુ આપણું; ગોળો; અનંત ચૈતન્ય (બધાં મળેલાં); કર્તવ્ય
(૩ ધર્મ—વેદાન્ત (પ્રાચીન અને નવીન)
(૪) અભ્યાસ
(૫) ગૃહ—પ્રાચીન અને નવીન
(૬) રાજ્ય—સરહદ

અંક ૪, જાન્યુઆરી ૧૮૯૮
(૧) સાહિત્ય: મનને ઉપદેશ (મળેલું)
(૨) ભાષા
(૩) ધર્મ—દેવલોક (મળેલું)
(૪) શ્રીમદ્ ભગવદ્ગીતાનો વેદાંત
(૫) અભ્યાસ
(૬) ગૃહ—કર્તવ્ય
(૭) રાજ્ય—૧૩મી નેશનલ કોંગ્રેસ

અંક ૫, ફેબ્રુઆરી ૧૮૯૮
(૧) સાહિત્ય : રણમાં રાત્રિ; રુદન; સાંજ; પ્રણયસૃષ્ટિ; પ્રેમ [બધાં મળેલાં]
(૨) ગ્રંથાવલોકન : સ્વીડન બોર્ગનું ભાષાંતર
(૩) ધર્મ–દેવલોક (મળેલું)
(૪) ઉન્નત જીવન
(૫) પ્રત્યગાત્મા
(૬) ગૃહ—વ્યાવહારિક નીતિ
(૭) રાજ્ય—રાજદ્રોહની કલમ

મમાં સુધારો; સરહદી લડાઈનો ખર્ચ; ચાંપકરને ફાંસી; પાર્લામેન્ટની બેઠક.

અંક ૬, માર્ચ ૧૮૯૮
(૧) સાહિત્યઃ રજાની માગણી [મળેલુ]; ચેતવણી
(૨) શબ્દકોશ
(૩) ગૂજરાતી શાળાઓનાં ધોરણો
(૪) ધર્મ—દેવલોક [મળેલું]
(૫) પ્રેમ
(૬) પ્રત્યગાત્મા [મળેલું]
(૭) ગૃહ—વ્યભિચાર
(૮) અભ્યાસ
(૯) રાજ્ય—પાછાં પગલાં

અંક ૭, એપ્રિલ ૧૮૯૮
(૧) દલપતરામના મૃત્યુની નોંધ
(૨) બાળાશંકર ઉલ્લાસરામના મૃત્યુની નોંધ
(૩) સાહિત્ય : ઑન. મી. અબ્દુલ્લાભાઈ બેરામ ધર્મથી વિશેનાં ઇનામી કાવ્યો [મળેલુ]
(૪) કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.
(૫) ધર્મ—દેવલોક [મળેલુ]
(૬) અભ્યાસ
(૭) પ્રત્યગાત્મા (મળેલુ)
(૮) ગૃહ—સુખી જીવન (સૂચિત)
(૯) રાજ્ય—શું લખવું ?
મુંબઈ સમાચારવાળા મા ણેકજીના અવસાનની નોંધ

અંક ૮, મે ૧૮૯૮
(૧) સાહિત્ય : પ્રથમ નિરાશા (મળેલું)
(૨) વેરાવળ શિક્ષક સમાજ
(૩) ગ્રંથાવલોકન : થીઓસોફી
(૪) ધર્મ—દેવલોક (મળેલુ)
(૫) પ્રત્યગાત્મા (મળેલું)
(૬) અભ્યાસ
(૭) પાપ
(૮) ગૃહ—દેશી વૈદક અને મહાત્મા શ્રી ઝંડુભટ્ટજી
(૯) દાક્તર બુલ્હર
(૧૦) રાજ્ય—ચીનનું મહારાજ્ય (મળેલું)
(૧૧) મી. ગ્લૅડસ્ટન

અંક ૯, જૂન ૧૮૯૮
(૧) સાહિત્ય : નિર્વેદ (મળેલું)
(૨) ગ્રંથાવલોકન
(૩) ધર્મ—સ્વામી વિવેકાનંદે અમેરિકામાં ધર્મપરિષદમાં

કરેલુ ભાષણ (મળેલુ)
(૪) દેવનોક (મળેલ)
(૫) અભ્યાસ
(૬) ગૃહ—શકરાચાર્ય
(૭) રાજ્ય—મત
(૮) તુકારામ તાત્યાના અવસાનની નોંધ

અક ૧૦, જુલાઈ ૧૮૯૮
(૧) સાહિત્ય રવિદાસકૃત જ્ઞાનરમણી (મળેલુ), હૃદય વ્યથા (મળેલુ)
(૨) પૃથુરાજ રાસાનુ અવલોકન
(૩) ધર્મ—પ્રત્યગાત્મા
(૪) સ્વામી વિવેકાનદે અમેરિકામા આપેલુ ભાષણ
(૫) ગૃહ—બ્રાહ્મ ધર્મ (મળેલુ)
(૬) રાજ્ય—હિદુસ્તાનની નાણા સબધી સ્થિતિ

અક ૧૧, ઑગસ્ટ ૧૮૯૮
(૧) સાહિત્ય સમુદ્રકાંઠે પ્યાર [મળેલુ] ઇન્દ્રવિજય છદ [મળેલુ]
(૨) ગ્રથાવનોકન
(૩) સ્વામી વિવેકાનદે અમેરિકામા કરેલુ ભાષણ
(૪) પ્રત્યગાત્મા (મળેલુ)
(૫) અભ્યાસ
(૬) ગૃહ—તત્ત્વજ્ઞાનનોદુરુપયોગ
(૭) રાજ્ય—મી ફોક્ષ અને મી પીટનુ ઇન્ડિયા બીલ

અક ૧૨, સપ્ટેબર ૧૮૯૮
(૧) સાહિત્ય એક ચંડાળને (મળેલુ)
(૨) ગ્રથાવનોકન પૃથુરાજ ચૌહાણ અને ચદ બરદાયી
(૩) ધર્મ—પ્રત્યગાત્મા[મળેલુ]
(૪) આદિકારણ
(૫) સ્વામી વિવેકાનદે ચીકાગોની ધર્મપરિષદમા કરેલુ ભાષણ (મળેલુ)
(૬) અભ્યાસ
(૭) ગૃહ—ઊંચા પ્રકારની કેળવણી
(૮) રાજ્ય—રાજદ્રોહનો નવો કાયદો બાળગગાધર તિલક નાણાનુ સૂલણ

# અંગુલિનિર્દેશ

[ 'પ્રિયંવદા' અને 'સુદર્શન'માં પ્રગટ થયેલા લેખોમાંથી કેટલાકમાં આવતી સાહિત્ય, સમાજ, લેખક, વાચક, પત્ર ઇત્યાદિને લગતી મહત્ત્વની લાગતી અમુક હકીકતો પ્રત્યે વાચકનું ધ્યાન દોરીને તેનો મિતાક્ષરી પરિચય કરાવવાનો અહીં પ્રયત્ન કર્યો છે. ]

ઑગસ્ટ, ૧૮૮૫

**શારીરવિદ્યા :** 'પ્રિયંવદા'ની વાચકબહેનો શરીર-વિજ્ઞાન વિષે જાણે તે હેતુએ આ લેખ એક દાક્તર પાસે અંગ્રેજી ઉપરથી તૈયાર કરાવ્યો હોય એમ જણાય છે. જોકે પહેલા બે હપ્તાના લખાણ પરથી એમ લાગે છે કે મણિલાલે પોતે એ વિષય આપવાનો આરંભ કર્યો હશે, અગર, દાક્તરના લખાણમાં પોતે સુધારો કર્યો હશે. લેખની શૈલી મણિલાલના વ્યક્તિત્વની મુદ્રાવાળી છે. તેમનો પ્રિય ચૈતન્ય-સિદ્ધાંત આ વિષયના વર્ણનમાં ડોકિયાં કર્યા વિના રહેતો નથી. સમર્થનમાં નીચેનો પરિચ્છેદ જુઓ :

કોઈ પૂછે કે ચૈતન્ય એ શી વસ્તુ છે, તો તે પ્રશ્નનો અમે બીજો કાંઈ જવાબ આપી શકતા નથી. "પણ", ગ્રંથકાર લખે છે કે, "એટલું જ કહીએ છીએ કે સજીવ પદાર્થોમાં જે ગંભીર અને ચમત્કૃતિવાળા નિયમો વ્યાપી રહેલા છે, તે બીલકુલ સમજી શકાતા નથી

તેથી માણસે જાતે કેવળ પોતાનું અજ્ઞાન છુપાવવા માટે 'ચૈતન્ય' આવો શબ્દ માત્ર જ શોધી કહાડ્યો છે. જોકે આ ચૈતન્યનું સ્વરૂપ સમજી શકાતું નથી તોપણ એટલું તો કહી શકાય કે કોઈ પણ પ્રાણીનામાં જેમ આ ચૈતન્ય-શક્તિ વધારે ઝડપથી કામ કરતી હશે તેમ તેનું આયુષ ઘણું ટુંકું હશે. આથી ઉલટી રીતે આ શક્તિની ઝડપ કમી કરીએ તો આયુષ વધે છે." અમે કહીએ છીએ કે જે ચૈતન્યનો સ્વભાવ નથી સમજતો તેની શક્તિ વધારવી ઘટાડવી કોના હાથમાં છે? જે રીતે તે શક્તિ જે ઠેકાણે ચાલતી હોય તે મુજબ આપણે તે શક્તિવાળા પ્રાણીના આયુષ વિષે કલ્પના કરી શકીએ. પણ કોઈની સ્વાભાવિક રીતે ચાલતી શક્તિને વધારવા ઘટાડવાનું તો ઈશ્વરે જ પોતાને હાથ રાખેલું જણાય છે..."

આ વિષય બરાબર એક વર્ષ સુધી 'પ્રિયંવદા'માં ચાલ્યો હતો. ત્રીજા અંકથી તેના લખનાર તરીકે પણ દાક્તરનો ઉલ્લેખ આવે છે; એટલે પાછળથી એકઠાં કરેલાં મણિલાલનાં લખાણોમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી.

**દગ રસભર :** તા. ૧૦-૯-૧૮૮૫ના રોજ મણિલાલે લખેલું પ્રેમના સ્વાનુભવનું વર્ણન કરતું આ કાવ્ય પહેલા જ અંકમાં પ્રગટ થાય છે. પણ તેને સીધા પ્રણયના સંવેદન તરીકે કોઈ ન ગણે એટલા માટે તેમણે તેમાંથી આધ્યાત્મિક અર્થ ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો. અને તે ટીકા તેમણે કાવ્યની સાથે પ્રગટ પણ કરી હતી. 'આત્મનિમજ્જન'માં આ ટીકાને વિસ્તારીને મૂકી છે.[1]

**સભ્યતા :** બીજા અને ત્રીજા અંકમાં અનુક્રમે આવતા આ તેમજ "ધિક્કારચોવીશી' અને 'ટેક' નામના લેખોની

1. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૧૯૧-૧૯૨.

લેખિકા દિવાળીબાઈ મણિલાલ પર પ્રેમપત્રો લખનાર વિચક્ષણ સ્ત્રી હતી. શ્રી અંબુભાઈ પુરાણીએ આ પ્રેમપત્રો 'કૌમુદી'ના નવેમ્બર ૧૯૩૬ના અંકમાં પ્રગટ કર્યા હતા.[૧] લેખને અંતે 'સભ્યતા' વિશે કાવ્યપંક્તિઓ બનાવીને મૂકેલી છે તે એ બાઈની શક્તિનું સુંદર નિદર્શન કરે છે; છેલ્લી કડીમાં લખનારે પોતાના નામનો પણ ઉલ્લેખ કર્યો છે.

> જે શીખ સારી ધરશે નિજ હિત જાણી;
> તેની થશે વિમલ ને શુભ શુદ્ધ વાણી;
> ચાલે સતાપ સમજી ધરી નીતિધારો;
> તે સભ્યતા સજિ અતી શણગાર સારો.
>
> × × × ×
>
> જેનું મહામન વળી શુભ ગુણવાળી;
> તેને કરું નમન હું નિત જે દિવાળી;
> ભારે ભરેલ તનમાં મલ સુવિચારો;
> તે સભ્યતા સજિ અતી શણગાર સારો.

સપ્ટેમ્બર, ૧૮૮૫

૧. **ધિક્કારચોવીશી:**—ચોવીસ કડીમાં ધિક્કારવા લાયક જુદા જુદા માણસો ગણાવ્યા છે. વાનગી દાખલ નીચેની કડીઓ જુઓ:

> કર્મ તણા યોગે કરી, પામે ઉંચ અધિકાર;
> જુલમ કરે જન ઉપરે, તેને પણ ધિક્કાર.
> બીજાને બોધે તથા પોતે તો તલભાર
> નિજ મનને બોધે નહીં, તેને પણ ધિક્કાર.

૧. વધુ વિગતો માટે જુઓ 'મ ન જીવનરંગ,' પૃ. ૧૩૪–૧૩૬.

ગંગા જલશું નિર્મળું, પયશું ઉજ્જવલ સાર;
દૂષણ દેખે તેહમાં તેને પણ ધિક્કાર.
× × × ×
શરણ પડયાને સામટા અપમાને ક્હેનાર;
દેહદંડ દે દુષ્ટ જે, તેને પણ ધિક્કાર.
ચાહ અધિક ચિત તેહની, કરે ન કાંઈ ત્કરાર;
ઇચ્છા અવર તણી કરે, તેને પણ ધિક્કાર.
પહોચ વિના પતરાજથી, પંડિતમાં ખપનાર;
થાય પ્રસિદ્ધ પરસાલા લઈ, તેને પણ ધિક્કાર.
× × × ×
દીવો લેઈ કૂવે પડે, બળતી કરે પૂકાર;
કાઢો કાઢો રે મને, તેને પણ ધિક્કાર.
× × × ×
ઊલટી રીતે આચરે થઈને બેપરવાર;
દ્વિવાળી દુનિયાં વિશે, તેને પણ ધિક્કાર.

સ્ફુટ વિષય :— "સ્ત્રીઓનો સ્વભાવ તથા તે સ્વભાવને અનુકૂલ શિક્ષા, લગ્નવિધિનો વિચાર, અને પુનરુદ્વાહ સંભવે કે નહિ તેનો વિચાર" આપતા 'નારીપ્રતિષ્ઠા' નામના લેખની જાહેરાત કરેલી છે. ઉપરાંત, "'લક્ષ્મીબાઈ' અને 'એલીઝાબેથ' એ વિષય કેવલ સંસ્કૃતમય હોવાથી દલગીરી સાથે દાખલ નથી કરી શકતા" એમ 'લખનારને સૂચના' આપેલી છે તે તંત્રીનું લેખ સ્વીકારવાનું ધોરણ બતાવે છે.

ઓક્ટોબર, ૧૮૮૫

આ અંકથી મણિલાલના મિત્ર ચતુરભાઈ શંકરભાઈ

પટેલ 'પ્રિયંવદા'ના વ્યવસ્થાપક તરીકે આહકોને લવાજમ મોકલવા ખબર આપે છે અને 'જે ઘણા ગૃહસ્થો તરફથી અમને નાણાં પહોંચેલાં છે, તેમને આ પત્ર મળ્યાં જાય એ જ પોહોચ તેમણે સમજી લેવી' એમ જણાવે છે.

**પતિવ્રત :** આ વિષય પર બે સ્ત્રીઓના લેખો પ્રગટ કર્યા છે. તેમાં પહેલો નિયમરૂપ છે ને બીજો ઉદાહરણરૂપ છે. તેની સાથે મણિલાલે એ વિષય પરના પોતાના વિચારો દર્શાવતો લઘુ લેખ જોડયો છે, તેમાં તેમણે મનુસ્મૃતિનું **पतिरेको गुरुः स्त्रीणाम्** એ વચન, તેમજ ભવભૂતિએ નિરૂપેલ રામ અને સીતાનું દાંપત્ય સાદી ભાષામાં સમજાવ્યું છે અને જયદેવ–પદ્માનું દૃષ્ટાંત આપ્યું છે.

**ટેક :** લેખિકા દિવાળીબાઈ. વિચાર ઉમદા અને ભાષા તેજીલી ને વેગવાળી છે. દા. ત. નીચેની પંક્તિઓ જુઓ :

એવાં અવ્યવસ્થિત ચિત્તવાળાં માણસ સર્વને ભય પેદા કરે છે. કદાપિ તેવાં માણસ કૃપા કરે તોપણ તે થોડો કાલ નિભે છે કારણ, તેને ધર્મ, નીતિ કે ઈશ્વરની બ્હીક એમાંનું કશું હોતું નથી; સ્નેહી ઉપર સ્નેહ રહેતો નથી; કોઈ દેવ ઉપર આસ્થા રહેતી નથી. તથા આખા જગતમાં કોઈને વિષે સારા વિચાર પણ તેવાં જન બાંધતાં નથી......મન વ્હેમમાં ને વ્હેમમાં ચારે તરફ ભ્રમણ કરવાથી ભૂત જેવું બની જઈ કોઈ વેળા શરીરને ક્રોધાગ્નિએ ભસ્મ કરે, ઈર્ષાગ્નિએ ઉકાળે, અને પાપમતિએ પાયમાલ કરે. ઘડીઘડીમાં આ લઉં કે આ લઉં એવી લઘુતામાં જીવ ગુંચાએલો રહેવાથી એક પ્રકારની નિવૃત્તિ પામ્યા વિના જ હાય! વોય! કરી કરીને જીવતર પુરું કરે.

લેખને અંતે કુંડળિયામાં કવિતાની પાંચ કડીઓ મૂકેલી

છે તે ખરેખર એ જમાનાની કવિતાપ્રણાલી અને સ્ત્રીકેળવણીની સ્થિતિ જોતાં લેખિકાની શક્તિનો વિકાસ દર્શાવે છે. દા. ત. નીચેની બે કડીઓ જુઓ :

> શૂર સતી એ ઉભયનો, ટળે ન ટાળ્યો ટેક,
> ડરે ન દિલમાં લેશ પણ, દુશ્મન દેખી અનેક.
> દુશ્મન દેખિ અનેક, ટેક નિજ તે નવ ચૂકે,
> પાછો ધરે ન પાગ, મામ મનથી નવ મૂકે.
> ખરી ભક્તિ ધરિ કામ કરે તે નીજ પતિનું,
> અચલાથી પણ અચલ, ચિત્ત તે શૂર સતીનું.
>
> × × × ×
>
> તજે પ્રાણ પણ નવ તજે શૂર સતી નિજ ટેક,
> નવ જિહ્વથી હારે, બને નભઅવની કદિ એક,
> નભ અવની કદિ એક, ભાનુ અસ્તાચલ ઊગે,
> સિંધુ તજે મરજાદ, મેરુ પાતાળે પૂગે,
> ઉલટી સરિતા વહે, તદપિ નવ છોડે સત જે,
> મમત મનથકી જરા, પ્રાણ જાતાં પણ નવ તજે.

## ભાષા કેવી જોઈએ ?

'પ્રિયંવદા'માં સાક્ષરી ભાષા આવતી તે તેના સ્ત્રીવાચકોને સમજવી મુશ્કેલ પડતી હશે, તે આ તેમના તરફથી એક સ્ત્રીએ મોકલેલા નીચેના સંદેશા પરથી સમજાશે :

લાવણી

> પ્રિયવંદા, તારું બોલેલું પ્રિય ઘણું મુજને લાગે,
> પણ સમજું નહિ પુરેપુરું સંશય તેથી નવ ભાગે;
> વિચાર તારા છે બહુ સારા પણ પુરી અજાણી હું,
> હસિ શકે નહિ તેથી મન પર માન સત્ય એ વાણી તું;

ભણીગણી તું બી. એ. એમ. એ. એ. બી. સી. હું નવ જાણું;
તું જેીની વાતો કસવા નથી હજી મળીયું ટાણું;
મેં'ર કરી માટે તું મુજ પર ધીરે ધીરે સમજાવે;
સરલ લખી ગુજરાતી શબ્દો તો અક્કલ કાંઈક આવે;
મુજ પતિમદદે શબ્દાર્થો હું ઘડીક વાંચી ખુશ થાઉં,
પણ તે પરદેશી કે કામે જાય પછી તો મૂઝાઉં;
ભણી નથી હું પહેલી પોથી કેમ સાતમી શકું ભણી,
ગભરાઉં ગરબી ગાતાં તું વાત કરે પદ છંદ તણી.
જ્હાર પડી અજ્ઞાન અમારું હરવા તેં ઉપકાર કર્યો,
પણ તું જેવી કરવા સાદી થા તો અર્થ કહું જ સર્યો;
માત્ર નામની 'ફી' લઈ ઘેર ઘેર ફરે એ સાબાશી,
પણ તું બોલે હું નવ સમજું મુંઝવણ પામી એ ભાસી;
ઘણી સહિયરો તરફ થકી આ સંદેશો માની લેજે,
નિર્ણય થઈ આ વાત ફકી તે ખાતે માફી તું દેજે.

આના જવાબમાં મણિલાલે લખેલો લેખ 'માસિકની ભાષા વિશે' અહીં અન્યત્ર મૂકેલો છે.[1] તેમાં મણિલાલે વિષયને અનુરૂપ ભાષા, તથા ભાષા અને વિચાર વચ્ચેના સંબંધ વિષે કરેલું વિધાન આજે પણ કેટલું સાચું છે!

નવેમ્બર, ૧૮૮૫

**રમણીરત્નમાલા :** સજીવ ચિત્ર ઉપસાવી આપતી ઉદ્‌બોધનાત્મક પત્રશૈલીમાં ભારતની મહિલાને સ્વધર્મનું પાલન કરવાનો ઉપદેશ આપતો આ લેખ મણિલાલથી ઇતર પક્વબુદ્ધિના પંડિતનો જણાય છે. મનઃસુખરામ, આનંદશંકર, કે ગોવર્ધનરામનો જણાતો નથી. વિચાર અને ભાષા

[1] જુઓ પૃ. ૪૦.

જોતાં કદાચ, મણિલાલના તે વખતના શિષ્ય માનશંકર પી. મહેતાનો હોય એમ તર્ક કરી શકાય.

**સ્ત્રીઓને કેવી કેળવણી આપવી જોઈએ?** મણિલાલના સ્ત્રીકેળવણીવિષયક વિચારોનું સમર્થન કરતો તેમના કોઈક મિત્રનો લેખ.

ડિસેંબર, ૧૮૮૫

**છોકરાંનું પાલન:** આ અને આની પછીના અંકમાં પ્રગટ થયેલો આ લેખ સ્ત્રીના કર્તવ્યને અનુલક્ષીને લખાયેલો છે. બાળકોનાં લાલનપાલનમાં સ્વાર્થ નથી હોતો, પણ કેવળ પ્રેમને વશ થઈને તેમની ચાકરી કરે છે એમ વક્તવ્ય છે.

**ગ્રંથવિવેચન:** આ અંકમાં ગ્રંથવિવેચનનો વિભાગ ઠા. દામોદર રતનસી સોમાણીકૃત 'મૃચ્છકટિકસાર' ના અવલોકનથી શરૂ થાય છે. નવલરામે વિદાય લીધી (૧૮૮૮) તે પહેલાં તેમણે આરંભેલી વિવેચનપ્રવૃત્તિ તેમના આ અનુગામી સાક્ષરે ઉપાડી લીધી હતી. આરંભના આ લેખમાં સિદ્ધાંતપ્રરૂપણ કરીને વિવેચન કરવાનું મણિલાલનું વલણ સમજાય છે. સાથે સાથે નવલરામની સરળ અને તળપદી, નિખાલસ છતાં સમભાવભરી પદ્ધતિનો આદર્શ તેમની સમક્ષ રહેલો છે તે એ લેખ વાંચનારને સમજાયા વિના નહીં રહે. ઉ. ત. તેમાંનો નીચેનો અંશ જુઓ:

આજકાલ આપણા દેશમાં નાટક ભજવવાનાં સ્થાન રચાયાં છે તેવામાં લોક એમ સમજતા લાગે છે કે કેવલ વસ્તુમાત્ર રંગભૂમિ ઉપર આલડા બાલડીનાં લુગડાં પહેરીને કોઈ કહી જાય તો તે નાટક થઈ રહ્યું! આવા જ કોઈક હેતુથી અમારા આ ગ્રંથ કરનારે બીચારા

મ્રદ્ધકની ભુલો સુધારી જણાય છે. મૂલ નાટકમાંના કેટલાક પ્રસંગ, જેવા કે શર્વિલકે ચોરી કરતાં કરેલું ભાષણ, પાંચમા અંકમાંનું કેટલુંક મેઘવર્ણન, વસંતસેનાના ઘરનું બ્યાન વગેરે નાટક ભજવતી વખતે મુકી દેવા લાયક નથી એમ અમારૂં કહેવું નથી, પણ જેથી કરીને નાટકનો મુખ્ય રસ પુષ્ટ થતો હોય એવા પ્રસંગ, જેમ કે બુદ્ધનો સાધુ થયો છે તે સંવાહકનો ચારૂદત્ત સાથેનો સંબંધ વગેરે તજી દેવા એ કોઈ રીતે ઇષ્ટ નથી. આમ થવાથી આ નાટકનો મુખ્ય ઉદ્દેશ, જે ચારૂદત્તની ઉદારતા અને મહત્તા બતાવવાનો, તે કંઈક અંશે વ્યર્થ થઈ જાય છે. વળી આવાં મહા નાટક એક રીતે દૃશ્ય કાવ્યમાં ગણાતાં પણ નથી. તેથી મૂલ વૃત્તાંત યથાસ્થિત રાખતાં હરકત પણ નથી.

× × × ×

આ સાર કાઢતે કાઢતે રહેલા હાડપિંજરવત્ ખોખામાં કયે ઠેકાણે સત્ત્વ જડે કે તે વખણાય? મૂલનાં પદ્ય સરખાવતાં પણ તેટલો ચમત્કાર ઊઠતો નથી. પદરચનામાં છંદના દોષ તથા પદ્ય અને ગદ્યની ભાષામાં સ્વચ્છંદ પણ વારંવાર માલુમ પડે છે તેથી આ સાર અમને તો મૂલ સાથે જોતાં નિઃસાર જેવો લાગે છે.

'નારીપ્રતિષ્ઠા' પોતાનું જ પુસ્તક હોવાથી તેને વિશે "એ ગ્રંથના લખાણ ઉપર અમારે વિવેચન કરવું એ અયોગ્ય છે, તથાપિ તેમાં પુનર્લગ્નની વિરુદ્ધ સિદ્ધાંત યુક્તિથી પ્રતિપાદન કર્યો છે ને સ્ત્રીઓની મહત્તા સિદ્ધ કરી છે એ વાત જાહેર કરતાં સર્વને એ પુસ્તક જોવા યોગ્ય છે એમ કહેવામાં બાધ નથી."—એટલો વિવેકપૂર્વક ઉલ્લેખ કરીને અવલોકનકાર સંતોષ માને છે.

જાન્યુઆરી, ૧૮૮૬

ગ્રંથવિવેચન : 'કન્યાવિક્રયનિષેધ' એ પુસ્તકનું

અવલોકન નિરૂપણની દૃષ્ટિએ કરવાને બદલે સામાજિક જીવનને સ્પર્શતા અગત્યના વિષયની દૃષ્ટિએ કરેલું છે. 'ગુજરાતી સાતમી ચોપડીની નોટ' ની યોજનાનાં વખાણ કરતી વખતે 'લક્ષ્મી એટલે સાગરાત્મજા એવા અર્થ આ પુસ્તકમાં નથી' અને 'મુંબઈમાં અને બીજે ઠેકાણે જે અર્થનાં પુસ્તકો વપરાય છે તેથી ભણનાર અને ભણાવનાર બન્નેને ઘણી જ હાનિ થાય છે, તેવું આ પુસ્તક નથી' એમ કહીને તે વખતની પ્રચલિત સરકારી વાચનમાળા અને કેળવણીતંત્રના વાહક–મહીપતરામ નીલકંઠ–ઉપર ટીકા કરેલી છે.

સ્ફુટ વિષય : છેડે 'વાન્' આવે એવા દશ અને 'બુદ્ધિ' અર્થ થાય એવા દશ શબ્દો સ્ત્રીઓ લખી મોકલે એમ 'કોઈ ગૃહસ્થ' 'સ્ત્રીઓની બુદ્ધિ ખીલવવાના હેતુથી' પ્રશ્ન કરે છે.

ફેબ્રુઆરી, ૧૮૮૬

સાહિત્ય : પોતાના સ્ત્રીવાચકોને માટે ખાસ 'પ્રિયંવદા'ના તંત્રીએ લખેલી ગરબી.[1]

ગ્રંથવિવેચન : સ્ત્રીધર્મબોધક ગરબાવળી : બત્રીસ પાનાંની આ પુસ્તિકાના લેખકનું નામ આપેલું નથી. વળી તંત્રીએ 'આ ટીકા કોઈ રસિક ગૃહસ્થ તરફથી મળેલી છે' એમ નોંધ્યું છે. છતાં 'સુદર્શન ગદ્યાવલિ'માં એનો સમાવેશ

1. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ૦ ૩૬૦.

કરવામાં આવ્યો છે![1] શૈલી મણિલાલના જેવી લાગે છે એટલે કદાચ પોતે જ એ લેખ લખ્યો હોય એમ બને. 'કેળવણીના કહેવાતા ખાંસાહેબો' પર પ્રહાર કરવાના ઉદ્દેશે તો એમ નહીં કર્યું હોય? શૃંગારરસ વિશેના તેના નીચેના ઉદ્ગારો જુઓ :

એમાં એક રસ એવો ચાલ્યો આવે છે કે જેને માત્ર પુસ્તકોમાં જ લાવતાં કેળવણીના કહેવાતા ખાંસાહેબો અભડાઈ જાય છે. આ રસ શૃંગાર છે અને તે સર્વેને પ્રિયકર છે. આપણો અનુભવ જ શું કહે છે તે તો જુઓ. ગુજરાત કાઠિયાવાડમાં સ્ત્રીઓ એવી કઈ ગરબી ગાય છે કે જેમાં શૃંગારનો અંશ પણ નહીં હોય? અમે બેધડક કહીએ છીએ કે એકે નથી. શૃંગારરસમાં સુનીતિનો ઉપદેશ થઈ શકે નહિ એ વાત અમે ક્ષણભર પણ માનતા નથી. વૈદ્યક જેવો લૂખો વિષય પણ શૃંગારરસના કાવ્યમાં વિદ્વાન્ પુરુષે વર્ણવ્યો છે. શૃંગાર સિવાયનું કશુંએ સારું લાગતું નથી. 'એક નૂર આદમી હજાર નૂર કપડાં.' સુબોધની સાથે મનુષ્યનું મન રંજન કરે તે જ કાવ્ય લોકો હાંસથી[2] વાંચે છે. સારાંશ, ગરબી વા કાવ્ય રસિક થવાને શૃંગારની ખરેખરી આવશ્યકતા છે; તે જો નહિ હોય તો ગરબીઓ (આ ગરબાવળીના કર્તાના બોલમાં) 'કોરી રાખ' જેવી લાગે.

**સ્ફુટ વિષય :** અગાઉ ઉલ્લેખેલ દિવાળીબાઈના મૃત્યુની નોંધ ધ્યાન ખેંચે છે :

પ્રિયંવદાની પરિપૂર્ણ વ્હાલી સખી તથા તેને નિરંતર મદદ કરવાની ઉમેદ રાખનાર અને આગળના અંકોમાં 'સભ્યતા', 'ધિક્કાર ચોવીસી' તથા 'ટેક' વિષે લખનાર દિવાળીબાઈ, જેણે બાવીશ વર્ષની

---

૧. જુઓ સુ૦ ગ૦, પૃ૦ ૭૯૪.

૨. આ શબ્દની જોડણી પણ મણિલાલનું આ લેખનું કર્તૃત્વ છતું કરે છે.

નાની વયમાં શુભ રસજ્ઞતાના સંસ્કાર સહિત દઢ આચારયુક્ત જ્ઞાન ઠીક મેળવ્યું હતું, તેનો સ્વર્ગવાસ થયાની ખબર સાંભળી અમે ઘણા દલગીર થયા છીએ.

તેમના પર પ્રેમપત્રો લખનારી આ દિવાળીબાઈ વિશે મણિલાલે આત્મવૃત્તાંતમાં વીગતે લખ્યું છે, તે આના અનુલક્ષમાં જિજ્ઞાસુએ જોવું.[1]

## માર્ચ, ૧૮૮૬

આ અંકથી સારસંગ્રહનો નવો વિભાગ ખોલવામાં આવે છે, જેમાં દેશપરદેશની શોધો અને બીજી જાણવા જેવી ખબરો દોહન કરીને મૂકવામાં આવે છે. ઘણીખરી માહિતી 'ગુજરાતી' સાપ્તાહિક પરથી એકઠી કરેલી છે.

## એપ્રિલ, ૧૮૮૬

**પ્રેમપ્રશસ્તિ :** આ હિંડી તેમણે પોતાના મિત્ર સાંકળચંદને પ્રેમનો મહિમા સમજાવવા લખેલી.[2]

**સુધારો :** કવિ નર્મદના અવસાનની આર્દ્ર કલમે નોંધ લઈને, તેના જીવનકાર્યની–'સુધારા'ની–તેજસ્વી શૈલીમાં સમીક્ષા કરી આપતો આ, બે ખંડમાં વિસ્તરેલો, લેખ વિચારક અને ગદ્યકાર મણિલાલની ઉચ્ચ કોટીની પ્રતિભા દર્શાવે છે.[3]

---

૧. જુઓ 'મ. ન. જીવનરંગ.', પ્રકરણ ૧૭.

૨. રચ્યા તા. ૨૦-૧-૧૮૮૦; જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ૦ ૯, ૩૨૫, ૩૨૭.

૩. આખો લેખ વાંચવા માટે જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ૦ ૩૩૯.

**સંસારી અને રાજકીય સુધારો :** એ જમાનામાં 'ઇન્ડિયન સ્પેક્ટેટર'ના તંત્રી મી. બહેરામજી મલબારી અને મણિલાલ વચ્ચે 'બલાત્કાર વૈધવ્ય' વિશે લાંબો વિવાદ ચાલ્યો હતો. મલબારીએ બાળલગ્નના નિષેધ માટે ઠેર ઠેર ભાષણો આપ્યાં હતાં. તેને અંગે પ્રો. વર્ડ્ઝવર્થ અને સર ઓકલેન્ડ કોલવીને પણ લેખો લખ્યા હતા. તે ઉપરથી સાંસારિક સુધારો પહેલો, કે રાજકીય સુધારો પહેલો, એ પ્રશ્ન સુધારાની ચર્ચા કરનારા તરફથી ઉપસ્થિત થયો હતો. તે વિશે મુંબઈની 'સ્ટુડન્ટ્સ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી' સમક્ષ વ્યાખ્યાન આપતાં ઓન. મી. તેલંગે ઇતિહાસમાંથી અનેક દાખલા આપીને બતાવ્યું હતું કે સાંસારિક સુધારો કર્યા વિના રાજકીય સુધારો થઈ શકે નહીં, અથવા રાજકીય પ્રગતિ વિના સાંસારિક સુધારો શકય નથી એમ કહેવું તે બરાબર નથી. મી. તેલંગના આ વ્યાખ્યાનનો વીગતે ખ્યાલ આપીને આ લેખના લેખકે સુધારાનું તાત્પર્ય સમજવા અને બધાના મૂળમાં રહેલા ધર્મતત્ત્વને પિછાનવાનું સૂચન કર્યું છે, જે મણિલાલના મનોવલણનું સમર્થન કરે છે. લેખક મણિલાલ નથી; તેમની વિચારશ્રેણીના કોઈક સમર્થક હશે એમ લાગે છે.

મે, ૧૮૮૬

'કવીશ્વર નર્મદાશંકરનો સ્વર્ગવાસ' વિશે કવિ કહાનજી ધર્મસિંહે એક ગરબી લખેલી તે આ અંકમાં મૂકી છે. તેને જુદી છાપીને સત્યવક્તાના મેનેજર અને કવિ નર્મદ સ્મારક ફંડની વ્યવસ્થાપક મંડળીના મેમ્બર કેશવલાલ

હરિવિઠ્ઠલદાસે તા. ૧૪, મે ૧૮૮૯ના રોજ લોકોને નર્મદ સ્મારક ફંડમાં પોતાનો ફાળો આપવા અપીલ બહાર પાડી હતી તે 'પ્રિયવદા'ના વધારા તરીકે આ અંકની સાથે જોડેલ છે.

**સારસંગ્રહ :** ગૌડ સારસ્વત જ્ઞાતિની મિસીસ માણુકબાઈ લાડ નામની સ્ત્રીની કલમથી મરાઠી ભાષામાં લખાતું 'આર્ય ભગિની' નામનું માસિક પત્ર એ જ જ્ઞાતિની મિસીસ રાધાબાઈ આત્મારામ સગુણના આશ્રયથી પ્રકટ થાય છે એવા સમાચાર આપીને 'હિંદુ સ્ત્રી એક માસિક પત્રની અધિપતિ અને હિંદુ સ્ત્રી જ પ્રકટકર્તા!' એ હકીકત સાનંદ નિર્દેશીને, 'પ્રિયંવદા, તારી ગુર્જર સખીઓ તેની મરાઠી બહેનો જેવી કયારે થશે ?' એવો પ્રશ્ન તંત્રીએ પૂછ્યો છે તે એ સમયની ગુજરાત અને મહારાષ્ટ્રની સામાજિક પરિસ્થિતિ પર સારો પ્રકાશ પાડે છે, તેમ લેખકનો સ્વધર્મોત્કર્ષ સાધવાનો ઉત્સાહ પણ દર્શાવે છે.

આ અંકના પાછલા પૂઠા ઉપર પત્રમાં "ખોટી ડંફાસો જેમાં નહિ મારવામાં આવેલી હોય એવી જાહેરખબરો નિફાયતથી દાખલ કરવામાં આવશે", એવી જાહેરાત છે. વળી આ અંકથી 'પ્રિયંવદા'ની વ્યવસ્થા મુંબઈની પુસ્તક પ્રસારક મંડળી લે છે.

જૂન, ૧૮૮૬

**ગ્રંથાવલોકન :** નારાયણ હેમચંદ્રે લખેલ 'વીરમંડલ' નામના ઈ. સ. ૧૧૦૦ થી ૧૮૫૭ સુધીમાં થયેલ ભારતનાં

વીર સ્ત્રીપુરુષોનાં ચરિત્રોના સંગ્રહનું અવલોકન કરતાં તેની દોષગ્રસ્ત ભાષાની ટીકા કરે છે; પણ વિષયથી એટલા બધા 'રંજિત' થાય છે કે સરકારને શાળાઓ માટે લેવા ભલામણ કરે છે.

જુલાઈ, ૧૮૮૬

**ગ્રંથાવલોકન :** 'સત્યાસત્યવિચારનિર્ણય' તથા 'કંજુસના કર્મની કહાણીઓ'માં આવતા ભાષાદોષ પ્રત્યે ધ્યાન દોર્યું છે.

ઑગસ્ટ, ૧૮૮૬

આ અંકના વધારા તરીકે વૈદ્યશાસ્ત્રી મણિશંકર જાદવજીએ લખેલું 'જીવનતત્ત્વસંગ્રહ' સાથે જોડેલ છે.

આરંભમાં 'નવું વર્ષ' શીર્ષકથી તંત્રીએ લેખ લખ્યો છે તેમાં પંડિત ગટ્ટુલાલજીએ 'પ્રિયંવદા' માટે લખેલી ગરબી ઉતારી છે.[1] સદ્‌ગત નરસિંહરાવે 'સ્મરણમુકુર'માં સ્મૃતિને આધારે આ ગરબીમાં છેલ્લે ખૂટતી બે લીટીઓ મૂકવાનો પ્રયત્ન કર્યો છે.[2] પણ તેમાંયે-એક બે શબ્દ ખૂટે છે. તંત્રીએ આત્મશ્લાઘા થઈ જાય તે બીકે આ બે લીટીઓ કાઢી નાખી હતી. તે મેળવવાનું બીજું કોઈ સાધન હવે રહ્યું નથી.

સપ્ટેંબર, ૧૮૮૬

**જ્ઞાનનો સદુપયોગ તથા ચારિત્રગ્રંથોની જરૂર અને તેના અભાવનાં કારણ :** આ બન્ને લેખો પકવ

---

૧. જુઓ પૃ. ૨૩-૨૪.

૨. જુઓ 'સ્મરણમુકુર', પૃ. ૨૨૦.

અને રસાળ શૈલીમાં લખેલા છે. પહેલો લેખ અંગ્રેજી ઉપરથી છે, ને બીજો મૌલિક છે. બન્ને લેખકો જુદા જણાય છે, પણ કોણ, તે કળી શકાતું નથી.

**સાહિત્ય :** શ્લેષયુક્ત રચનાવાળી છ આર્યાઓ અહીં કોઈક શબ્દાલંકારના શોખીને લખી છે. કાવ્યતત્ત્વ નહીં જેવું જ છે.

આ અંકથી સ્ફુટ વિષયને બદલે લોકવાયકાના મથાળા નીચે દેશપરદેશની માહિતી આપી છે. અંકના પૂઠા પર લખાણ મોકલનારને એવી સૂચના છે કે "લખાણ સંબંધી પત્રવ્યવહાર પ્રિયંવદાના તંત્રી—ભાવનગર : એ સરનામે આજ સુધી રાખવામાં આવતો. તે બીજી ખબર મળતાં સુધી 'રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી, ઝવેરબાગ, કાળકાદેવી, મુંબઈ' એ સરનામે રાખવો. તબિયતના કારણથી એ ભાઈની સ્થિતિ બેએક માસ મજકુર ઠેકાણે રા. મા. છગનલાલ હરિલાલ પંડયા ડે. એ. ઈ. એમને ત્યાં રહેશે."

## ઓક્ટોબર. ૧૮૮૬

**ગ્રંથાવલોકન :** 'પ્રતાપ' નાટકના કર્તા ગણપતરામ રાજારામકૃત 'મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ' કચ્છના મહારાવે ઇનામ આપી છપાવેલ, તેનું અવલોકન કાંઈક કડક બનીને મણિલાલે અહીં કર્યું છે. રાજાઓ યોગ્ય વિદ્વાનો પાસે નિબંધ લખાવતા નથી એવું વિધાન કરવા પાછળ તેમનો પૂર્વગ્રહ કામ કરતો જણાય છે. વિષયનો વિચાર પકવ નથી અને ભાષાનો નિરર્થક વિલાસ

કરીને નિબંધનો વિસ્તાર વધાર્યો છે એની ટીકા કરતાં તેમણે નિબંધ વિશે નીચે મુજબ તાત્ત્વિક ચર્ચા કરેલી છે તે નોંધપાત્ર છે:

નિબંધ લખવા માટે પ્રકૃત વિષયનું ઘણું ગહન જ્ઞાન એ જ મુખ્ય વાત છે. ભાષા પ્રૌઢ જોઈએ ખરી, પણ તે ગૌણ વિષય છે; અને અમારું મત તો એમ પણ છે કે જે ગહન વિચારો સમજીને દર્શાવી શકે તેવો સમર્થ છે, તેની ભાષા સહજમાં પ્રૌઢ થઈ આવે છે. નિબંધમાં પણ બે મોહોટા પ્રકાર રહે છે. એક તરત બોધ કરવાનું વ્યાખ્યાન અને બીજું મનન કરી સિદ્ધાંત સમજવાનું વિવેચન. વ્યાખ્યાનરૂપ નિબંધમાં મુખ્ય ભાગ વિચાર સાથે જરા ભાષાની ને સામાનું મન હરવાની યુક્તિવાળા વકતૃત્વની અપેક્ષા છે, પણ વિવેચનરૂપ નિબંધમાં તો કેવલ ન્યાયપૂર્વક વિચાર જ પ્રધાન વર્તે છે.

લોકવાચકાનો વિભાગ હવે ઝીણા બીબામા છપાય છે.

નવેંબર, ૧૮૮૬

'૪૫ કરોડની પુંજી' એ નામનો લેખ આ તેમજ આની પછીના અંકમાં આપેલો છે, તે અંગ્રેજી ઉપરથી છે. તેમાં અમેરિકાના 'વેન્ડરબીલ્ટ' કુટુંબે કેવી રીતે પૂંજી એકઠી કરી તેનો ઇતિહાસ છે.

'સાવિત્રી' વિશેનો લેખ તથા પતિવ્રત વિષેની ગરબી સામાન્ય કક્ષાનાં છે.

ડિસેંબર, ૧૮૮૬

**આનંદીબાઈ જોશી**: અમેરિકા જઈને એમ. ડી. ની ઊંચી પદવી મેળવીને ડાક્તર થઈ આવનાર હિંદી મહિલાના ઘડતરની કથા.

લોકવાયકામાં ગોવિંદરાવ સાઠે નામના એક મરાઠા ગૃહસ્થે અમેરિકામા હિંદુ ધર્મ વિષે પ્રવચનો કરેલાં, તેની ત્યાંની પ્રજા પર ચમત્કારિક અસર થયેલી, તેને અટકાવવા કોઈક બહાનાથી તેને કેદમાં પૂરવામાં આવેલો તેની નોંધ કરીને મણિલાલ પૂછે છે: "આપણા દેશમાં ખ્રિસ્તિ પાદરીઓ હિંદુઓને વટલાવવા તરેહવાર પ્રયત્નો કરે છે, હસી કહાડે છે........નિંદે છે, પણ તેમનું નામ પણ કોઈ લઈ શકે છે?"

જાન્યુઆરી, ૧૮૮૭

**નવી વહુ** : 'પ્રિયંવદા' ને ઉદ્દેશીને તેની 'કોઈક વહાલી સખી.'એ પત્ર લખ્યો છે. તેમાં ભણેલી સ્ત્રીએ, પોતે જૂનવાણી સાસરિયાંની વચ્ચે કેવી મૂંઝવણ અને મુસીબત અનુભવે છે, તેનું બયાન કરેલું છે. તેનો તંત્રીએ જવાબ આપ્યો છે તે વાંચવા જેવો છે:

પ્રિય વાંચનાર! આ પત્ર ખરો લાગો, બનાવટનો લાગો, કે ગમે તેવો લાગો, પણ અમે તો જે છે તે અત્રે તારા આગળ રજુ કર્યું છે. એમાં જણાવેલ વિચારથી શું જણાઈ આવે છે? લગ્ન કેવી રીતે થયું હતું એ જો જણાય તો આપણે તરત તે રીતિ ઉપર ટીકા કરવા બેસીએ; પણ આ તો સ્ત્રીપુરુષને સહજ અણબનત છે. અને સાસુસસરા વગેરેનો કંઈ જુલમ ન છતાં તેમની જરા અસલી રીતભાત છે, એટલું જ અમારાં × × × બાઈ ખમી શકતાં નથી એમ સાર નીકળે છે. શા માટે નથી ખમી શકતાં એ સમજાયું? શરીરે નાજુક તેથી કામ થતું નથી; સ્ત્રીપુરુષના હક સમાન માટે છુટ વિના રહેવાતું નથી; ધણી પોતાની મરજી મુજબ ન ચાલે તો તે ફાવતું નથી; અને ગીતા ભાગવતના વેહેમમાં પડેલા સસરાજી ગમતા નથી. આ પરિણામ શાનો એવું તમે તરત જ પૂછશો, પણ તેનો ઉત્તર તમને પ્રિય લાગશે

નહિ. લગ્ન એટલે શું? મનુષ્યની ફરજ તે શું? પ્રીતિ અને સ્નેહભાવ તે શું? સહનશીલતા, ક્ષમા ને ધૈર્ય તે શું? અર્થાત્ સ્ત્રી તે શું એ યથાર્થ ન સમજ્યાથી ગરબડ પેદા થઈ છે. ને તે ન સમજવાનો પ્રસંગ આ પત્ર લખનાર ભગિનીને હાલની અપાતી કેળવણીમાં જ સર્વ સાર માની રોકાઈ રહેવાથી આવ્યો છે. ધર્મની શુદ્ધ અને દૃઢ કેળવણી જો આ બાઈને મળી હોત, અને જો તેના સમજવામાં ખરો સ્નેહ આવ્યો હોત તથા પત્નીધર્મ યથાર્થ લક્ષમાં ઉતર્યો હોત તો આમાંનું કાંઈ તે બોલત નહિ. પશ્ચિમ દેશની નીતિરીતિ લાગે છે સારી, પણ તેને મુકાબલે આપણી નીતિરીતિ મુકી જુઓ અને પછી તમારું વર્તન ચલવો. જેને આમ કરતાં ન આવડે તેણે પોતાનાં વૃદ્ધ વડીલોની સલાહ લેવી આવશ્યક છે. ઘરડા સસરાનો ભગવદ્‌ગીતા અને ભાગવત વાંચવાનો ઉપદેશ ખોટો નથી. જો તે તથા તે કરતાં રામાયણ અમારાં જવાન ભગિનીના વાંચવામાં આવશે તો હાલના વિચારોમાં અતુલ લાભ થશે. એટલું જ અમે હાલ બીજી ટીકા ન કરતાં અંતઃકરણપૂર્વક શિક્ષારૂપે કહીએ છીએ.

સ્ફુટ વિષયમાં સતીલક્ષણ વિશે તથા દંપતીની પ્રીતિ વિશે બે ગરબીઓ આપી છે. તેમાંની પહેલીને અંતે "વ્રજ કેરો સૌભાગ્ય સૂર્ય સમાન જો" એવો ઉદ્‌ગાર છે, જે બતાવે છે કે તે લખનારનું નામ વ્રજભૂખણદાસ કે વ્રજલાલ હશે. બીજી ગરબીમાં 'રચનાર એક સ્ત્રી' એમ આરંભમાં મૂક્યું છે. અને છેલ્લી કડીમાં "ખરા દિલથી દિવાળી કહે છે રે" એમ ઉલ્લેખ છે, તે પરથી કહી શકાય કે તેની રચનાર દિવાળીબાઈ હશે. તે આગાઉ ઉલ્લેખેલ 'ધિક્કાર ચોવીશી' વગેરેની લખનાર દિવાળીબાઈ હશે કે બીજી તે કહી શકાય નહીં; કદાચ ઉક્ત દિવાળીબાઈનું આ કાવ્ય

મણિલાલ પાસે પડયું હોય અને તેના મૃત્યુ બાદ તેમણે આ પ્રગટ કર્યું હોય.

**સમસ્યા :** "ચન્દ્રે કૌમુદિ દૈ ખુશીથિ નિજની ધોળો કર્યો રાહુને" આ પંક્તિ મૂકીને વાચકોને તે સમસ્યા પૂરીને મોકલવા સૂચવ્યું છે.

લોકવાચકોમાં દખ્ખણ કૉલેજના વિદ્યાર્થીઓની વાર્ષિક ફી રૂ. ૬૦) હતી, તે વધારીને ૮૦) કર્યાની તેમજ એ વર્ષની મેટ્રીક્યુલેશન પરીક્ષામાં ૨૫૬૧ વિદ્યાર્થીઓમાંથી માત્ર ૫૨૬ પસાર થયાની નોંધ ધ્યાન ખેંચે છે.

## ફેબ્રુઆરી, ૧૮૮૭

**શ્રીમદ્ભાગવત અને દેવીભાગવત :** પં. ગટ્ટૂલાલજીના વ્યાખ્યાન ઉપરથી તૈયાર કરેલો આ લેખ વિષયનું વિદ્વત્તાપૂર્ણ સંશોધન હોઈ પુરાણના અભ્યાસીઓને ઉપયોગી થાય તેમ છે.

**સુધારો :** આ વિષય પર અંગ્રેજી ઉપરથી કોઈ કે તૈયાર કરેલા લેખમાં સુધારાના તત્ત્વનું ટૂંકું વિવેચન છે.

**સમસ્યાપૂર્તિ :** આગલા અંકમાં મૂકેલી સમસ્યાની ત્રણ પૂર્તિઓ આવેલી, તેમાં પં. ગટ્ટૂલાલજીની શ્રેષ્ઠ હોઈ નીચે મૂકી છે:

> "માતા બિંદુક કાઢવા તનયના, ભાલે કપોલે ખરે,
> લાવી કાજળ જોઈને હરિ હસી, તે પાત્ર હાથે ધરે;

ધોળું કાજળ તે થયું દર્શનની આભાથિ લાગે મને,
મન્દે કૌમુદિ દે ખુશીથિ નિજની ધોળો કર્યો રાહુને."

માર્ચ, ૧૮૮૭

**એક સ્ત્રીના લખાણનો નમૂનો :** મણિલાલ ઉપર પ્રેમપત્રો લખનાર દિવાળીબાઈએ કોઈક બીજી સ્ત્રી પર પત્રો લખેલા તે મણિલાલે અહીં ઉતાર્યા છે, જે તેનાં વિદ્વત્તા, સરલ અને પ્રેમાળ હૃદય અને વ્યાવહારિક ડહાપણ બતાવે છે. એ પત્રો તો અહીં વિસ્તારભયે ઉતાર્યા નથી, પણ તેની પહેલાં મણિલાલે તેને વિશે કરેલી નોંધ જોવા જેવી છે :

અમારી પાસે કોઈ વિદ્વાન પુરૂષને પણ આશ્ચર્ય પમાડે તેવા ઘણા પત્રોનો સંગ્રહ કેવળ સ્રીને જ હાથે કોઈની પ્રેરણા સિવાય લખાએલો પડેલો છે, પણ તે જાહેરમાં મુકતાં અમે એટલા કારણથી અટકીએ છીએ કે એ પત્રોને ખરા માનવાથી સ્ત્રી તથા પુરૂષ વર્ગ પર જે શુભ અસરની આશા રખાય, તે કેટલાક ડાહ્યા પંડિતો આ પત્રોને અમારી કૃત્રિમ કૃતિ માની મનાવી ઉડાવી દે ત્યારે એ પત્રોનું પ્રસિદ્ધ થવું કેવળ નકામું જ થઈ પડે. તોપણ પ્રસંગોપાત્ત એ વાત અમે અજવાળામાં લાવવાને ચુકવાના નથી. હાલ જે બે પત્રો અત્રે છાપીએ છીએ તે કોઈ ગૃહસ્થની રોગાકુલ પત્નીને દિવાળી એ નામથી સર્વને આ પત્રમાં પ્રથમ ત્રણ ચાર માસ લખનાર તરીકે જાણીતી વિદુષી બાઈએ લખેલા છે. હાલમાં દિવાળી પણ હયાત નથી તેમ જેના પર પત્ર લખાએલા તે પણ હયાત નથી; એને માટે અમે ઘણા દલગીર છીએ. દિવાળીની સખીના પતિ તરફથી અમને પત્રો પ્રસિદ્ધિ માટે મળેલા છે, તે છે તેવા અત્રે મુકીએ છીએ. વધારે નવાઈની વાત એ છે કે આ દિવાળીએ હાલની સરકારી શાળામાંની કેળવણી લીધી નથી. છતાં તેની વિદ્વત્તા આ પત્રમાં તો કાંઈ જ નથી, પણ તેનાં કેટલાંક સ્વતંત્ર

કાવ્ય અને બીજાં લખાણોમાં કેવળ રસમય અને કોઈ વિદ્વાન્ મંડલમાં માગ મુકાવે તેવી છે.[૧]

**ઉપસર્ગ** : ગુજરાતી વ્યાકરણના કોઈક અભ્યાસીએ શાસ્ત્રીય અને દષ્ટાંતપૂર્ણ શૈલીએ લખેલો લેખ.

## એપ્રિલ, ૧૮૮૭

**ચમત્કાર** : ચમત્કારનું રહસ્ય સમજાવતા આ લેખને અંતે 'હૃદયચક્ષુ' એમ સંજ્ઞા મૂકેલી છે. તે લખનારનું નામ હશે? વિચાર અને શૈલી મણિલાલનાં જણાય છે.

**રમુજ** : કાવ્યશાસ્ત્રવિનોદ : આ શ્લોકમાં પ્રશ્ન પૂછયો છે તે દરેકનો જવાબ પાણિનિના એક સૂત્રમાં આવી જાય છે :

बुधानां च वचः कीदृक् को रोगी कश्च नास्तिकः ।

कीदृक् चंद्रं नमस्यन्ति किं सूत्रम् पाणिनेर्वद ॥

(પાણિનિનું સૂત્ર : अर्थवत् अधातु अप्रत्ययं प्रातिपादिका)

**લોકવાયકા** :

બૂટ સ્ટૉકિંગ પહેરનાર રખમીબાઈ ૩૦-૪૦ રૂપિયાનો દરમાયો કમાનાર મિસ્ત્રી ધણીનું ઘર કેમ માંડે? જેને પોતાના સગા પિતા તરફથી વારસો મળેલો છે અને વળી જેની માએ બીજી વાર કરેલા ધણી મરનાર સખારામ અર્જુન મોટા ડાકતર સાહેબ હતા. આ બાઈ નથી બ્રાહ્મણી કે નથી વાણીયણ. એક ચાર કળસી-વાડવળ-માળીની જાતની આ નામજાદી બાઈને માટે આટલી હોહા શેની? જેમને જાતમાં પુનર્વિવાહ થાય છે તેમ છુટા છેડા થતા હોય તો શા માટે

---

૧. આ દિવાળીબાઈ અને તેના પ્રેમપત્રો અંગે વધુ હકીકત માટે વાંચો મ ન. જીવનરંગ' પ્રકરણ ૧૬; 'કૌમુદી", નવેંબર ૧૯૩૬.

તેમ કરીને દાદાજી આ પીડામાંથી મુક્ત થતા નથી ? 'રહે તો આપણું ને જાય તો સગા બાપનું.'[1]

મે, ૧૮૮૭

**ધ્યાન :** આ લેખ સાધકને પ્રાથમિક સમજૂતી આપે છે. લખાણ વિશદ, સરળ અને સદૃષ્ટાંત છે. શૈલી કોઈક ઠરેલ વિદ્વાનની છે.

**ગ્રંથાવલોકન :** શિવલાલ ધનેશ્વરકૃત 'શ્રી કચ્છ-ભૂપતિ–પ્રવાસવર્ણન'નું આ વિસ્તૃત અવલોકન મણિલાલ-ની તત્ત્વલક્ષી વિવેચનદૃષ્ટિનું સુંદર દૃષ્ટાંત છે. ગુણનો ઉલ્લેખ કરીને દોષોનું લંબાણથી પૃથક્કરણ કરીને સાચી કવિતા વિશેની સમજ આપેલી છે.

જૂન, ૧૮૮૭

**નારીપ્રતિષ્ઠા અને પુનર્લગ્ન :** 'નારીપ્રતિષ્ઠા' નામનું તેમનું પુસ્તક બહાર પડેલું તેમાં ચર્ચેલા પુનર્લ-ગ્નના વિષય ઉપર 'બુદ્ધિપ્રકાશ'માં 'એક મિત્રે' વિવાદ ઉઠાવ્યો હતો. તેના જવાબરૂપે—પોતે કેવા સંજોગોમાં પુનર્લગ્નને નિષિદ્ધ ગણ્યું છે તેની સમજૂતીરૂપે—આ લેખ મણિલાલે લખ્યો હતો. તે બાળાશંકરના પત્ર 'ભારતીભૂષણ' પુ. ૧, અં. ૨ માં પણ પ્રસિદ્ધ થયો હતો.[2]

**ગ્રંથાવલોકન :** હરિકૃષ્ણ બળદેવ ભટ્ટે નરસિંહ,

---

૧. આ તથા પછીના અંકમાં આપેલા દાદાજી વિ. રખમાબાઈના એ જમાનામાં ખૂબ ચકચાર પામેલા આ કિસ્સાની વીગતો માટે વાંચો 'મ.ન.: સાહિત્યસાધના', પૃ. ૨૭૨.

૨. લેખ માટે જુઓ 'મણિલાલના ત્રણ લેખો', પરિશિષ્ટ-૨.

પ્રેમાનંદ, અખો, શામળ, ગિરધર, ધીરો, દયારામ અને દલપત-નર્મદમાંથી પસંદ કરેલાં કાવ્યોનો એક સંગ્રહ 'કાવ્યનિમજ્જન' અને ઈચ્છારામ સૂર્યરામે ભાષાન્તર કરેલ 'એરેબિયન નાઈટ્સ'ના વિસ્તૃત અવલોકનોમા પોતાની રીત મુજબ મણિલાલે ભાષાના અશુદ્ધ પ્રયોગો પ્રત્યે ધ્યાન ધ્યાન ખેંચ્યું છે, નીચેની લીટીઓ જુઓ :

રા. હરિકૃષ્ણે જોડણી કરવાના ઘણાખરા નિયમ સાચવ્યા છે, પણ કોઈક ઠેકાણે પોતાના લખાણમાં પણ 'કિંભુત', 'પાદ્દાશ', 'મહતા' વગેરે ચુકો નજરે ચઢે છે. વળી જે જે શબ્દોના આદ્ય કે મધ્યાક્ષર ચડકાઈને બોલાય છે, તેની નીચે મીંડું માંડીને વાંચવાનો પ્રયોગ તેમણે કવિ નર્મદાશંકરને અનુસરી યોજ્યો છે તે શિષ્ટસંમત નથી. ભાષામાત્રમાં લખવાની પદ્ધતિ એક હોય છે, ને ઉચ્ચારની રૂઢિ જુદી હોય છે; નિયમમાંથી છુટવું મુશ્કેલ બલકે અશક્ય છે. માટે અમે, એને, તમારૂં વગેરેને અમે, એને, તમારૂં એમ લખવામાં કે, હાલ વધારે ઉળટથી કહે છે તેમ હમે, હેને વગેરે લખવામાં કાંઈ સાર જોતા નથી.

ઉપરાંત સંપાદકે કરેલ અર્થવિવરણનાં એકંદરે વખાણ કરવા છતાં, અખાના છપ્પાના અર્થમાં માલૂમ પડેલ ભૂલ સુધારી છે. ઇચ્છારામના લખાણમાંથી પણ અનુસ્વારની ભૂલો, 'આનંદનો વીરસ' 'અભિયુક્ત ગ્રંથો,' 'બ્રમિષ્ટ' 'અહિ લૌકિક', 'ઉભવર યોગ્ય' વગેરે સંખ્યાબંધ અશુદ્ધ પ્રયોગો પ્રત્યે અવલોકનકારે ભાષાંતર કરનારનું ધ્યાન ખેંચ્યું છે.

બન્ને લેખો મણિલાલની વિવેચનશક્તિના સુંદર નમૂના છે.

જુલાઈ, ૧૮૮૭

**ગુજરાતી ભાષાના ગ્રંથો :** આ લેખમાં ગુજરાતની ભૂતકાલીન વિદ્યોપાસનાની પીઠિકા સમજાવીને સમકાલીન પરિસ્થિતિનું ચિત્ર આપ્યું છે. તેમાં ૫૦ વર્ષના પ્રયત્ને મૌલિક ગ્રંથો બહુ જ ઓછા અને તરજૂમા વધારે મળે છે એ હકીકત પર અફસોસ કરીને, ગમે તેમ કરીને પોતાને નામે 'ચોપડી' ચઢાવીને કીર્તિ કમાવા નીકળનારા પર તિરસ્કાર વેરીને, 'સખ્ત તપાસ' કરે તેવી પુસ્તકની ચર્ચાની આવશ્યકતા પર ભાર મૂકીને, યુરપ જેવા દેશોનો દાખલો રજૂ કરીને દેશી ભાષામાં ઉચ્ચ કોટીના ગ્રંથો લખાવવાની લેખકે ખાસ હિમાયત કરી છે. તે માટે 'ઉત્સાહનો અભાવ નથી. પણ ઉત્સાહવાળાને ઉત્તેજનનો અભાવ છે' એવું નિદાન કરીને સરકાર અને શ્રીમંતો તથા વિદ્યાસંસ્થાઓને વિદ્યોપાસનાને ઉત્તેજક વાતાવરણ ઊભું કરવાનો અનુરોધ કર્યો છે. તેમનું આ વાક્ય આજે પણ કેટલું સાચું છે!—"જ્યાંસુધી આપણે આપણી દેશી ભાષા દ્વારા મોહોટી શોધોના વિચારો કે મહાતત્ત્વજ્ઞાનનાં લખાણો આપણા ભાઈઓના ધ્યાનમાં ન ઉતારી શકીએ ત્યાંસુધી આપણી ઉન્નતિમાં કાંઈ લાભ થવાનો નહીં એ સિદ્ધ વાત છે."

**દામ્પત્ય :** પત્નીની ચિત્રિત મુખમુદ્રા ઉપરથી પતિને ઉપજેલા વિચાર દર્શાવતું, સારા કાવ્યતત્ત્વવાળું, 'મધુપદૂત' માંથી લીધેલું સુંદર કાવ્ય.

**ગ્રંથાવલોકન :** બૃહત્‌કાવ્યદોહન, ભા. ૧ વિશેના

નવેંબર, ૧૮૮૭

**નિરાશા** : આ કાવ્ય માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯) પૃ. ૬૦, ૩૬૨-૩૬૮.

ડિસેંબર, ૧૮૮૭

**દાંપત્ય** : પંડિત ગટ્ટૂલાલજીના વ્યાખ્યાન પરથી પહેલાં દામ્પત્યનો મહિમા ગાતી ગરબી અને પછી તેની તાત્ત્વિક ચર્ચા આ અને પછીના અંકમાં લીધેલાં છે.

જાન્યુઆરી, ૧૮૮૮

**ગ્રંથાવલોકન** : નરસિંહરાવ ભોળાનાથ કૃત 'કુસુમમાળા'ના મણિલાલે કરેલા આ અવલોકને ઠીક ચકચાર જગાવી હતી. તે પરથી પાશ્ચાત્ય કવિતાને વખોડવા માટે તેમના અભિપ્રાયમાંથી ઉપાડેલા 'રૂપરસગંધવર્જિત પાશ્ચાત્ય કુસુમોની માળા' એ શબ્દો પાછળથી કહેવતરૂપ બની ગયા હતા.[1] ઉપરાંત, કોઈ સૌ. મહાલક્ષ્મીએ સ્માઇલ્સના 'કેરેક્ટર'ના બીજા પ્રકરણના 'ઘરસત્તા' શીર્ષકથી કરેલ ભાષાંતરને નારીજીવનને લગતા વિષયનું નારીએ કરેલું નિરૂપણ દર્શાવીને વખાણ્યું હતું.

લોકવાયકામાં 'પૂર્વાશ્રમ હિસાબે આઝમ ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઈ. અને હાલ શ્રી સચ્ચિદાનંદ સરસ્વતી જેવા પ્રતાપી પાત્રનું જીવનચરિત્ર

ન્યાતમાં કરવાનો ઉત્તમ રિવાજ ચાલુ કર્યાની ' નોંધ ધ્યાનપાત્ર છે. ગૌરીશંકર ઓઝાનું વિસ્તૃત જીવનચરિત્ર તેમના વંશજોએ પાછળથી મણિલાલને લખવા સોંપેલું તેનાં પહેલાં પાંચ પ્રકરણો તેમણે લખેલાં પણ ખરાં[1], પણ પછી ગૌરીશંકર ઓઝાના વંશજો સાથે ચરિત્ર–લેખનના દૃષ્ટિબિંદુ પરત્વે મતભેદ ઊભો થતાં, બે હજાર રૂપિયા જેટલી રકમ મળવાની હતી છતાં, મણિલાલે તે ચરિત્ર આગળ લખ્યું નહીં. સ્વ. કૌશિકરામ વિ. મહેતાએ પાછળથી તે લખ્યું હતું તે પ્રગટ થયેલું છે અને તેમાં પહેલાં પાંચ પ્રકરણ મણિલાલનાં જ રહેવાં દીધાં છે.

ફેબ્રુઆરી, ૧૮૮૮

**નરતન–વસંત વિષે :** વસંત રાગમાં ગવાય તેવું ઋષિરાજનું રૂઢ શૈલીનું પદ.

**અવસાનનોંધ :** ' વરસના ઠાકોર રાવલ શ્રી હરિસિંગજીનાં પત્નીનો નાની વયમાં સ્વર્ગવાસ થતાં, પ્રિયવંદાએ પોતાની ખરી સખીઓમાંનું રત્ન ગુમાવ્યું છે.' એમ નોંધી, સ્ત્રીવર્ગની ઉન્નતિ સંબંધી સદ્દગતના પ્રયત્નોનો અને વેદાન્ત તથા થીઓસોફી પ્રત્યેના વલણનો ઉલ્લેખ કર્યો છે.

માર્ચ, ૧૮૮૮

**બ્રહ્મવિચાર બારમાસી :** બોધક ધોળ. લેખકનું નામ નરોત્તમ કે એવું કાંઈ હશે એમ છેલ્લી લીટીમાં કાળા બીબામાં છાપેલ **નર** શબ્દ પરથી અનુમાન થાય છે.

---

૧. તેની હાથપ્રત અમદાવાદની ' ગુજરાત વિદ્યાસભા 'ના પુસ્તકાલયમાં છે.

સક્રિય પ્રોત્સાહન હતું તે આ પરથી સ્પષ્ટ થાય છે.

ઑક્ટોબર, ૧૮૮૮

**નિંદ્ય સ્વાર્થ વિશે:** શાર્દૂલવિક્રીડિતના દસ શ્લોકોમાં સ્વાર્થી મનુષ્યનાં લક્ષણોનું સુંદર વર્ણન કરેલું છે.

**ગ્રંથાવલોકન :** 'ગંગા ગોવિંદસિંહ'નું અવલોકન કરતાં, નારાયણની ભાષાથી કંટાળીને 'તેઓ લખતા જ ન હોય તો સારૂં' એમ કહેવાની મણિલાલને ફરજ પડે છે. નૃસિંહાચાર્યકૃત 'સિદ્ધાંતસિંધુ' તથા 'ભામિનીભૂષણ'માં રહેલ ધર્મબોધના ઉદ્દેશને વખાણે છે, પણ તેમણે અખત્યાર કરેલી પુરાણી પાસે કથા કરાવવાની પદ્ધતિની ટીકા કરતાં કહ્યું છે તે ધ્યાન ખેંચે છે:

આજકાલ શાસ્ત્રમાર્ગ તજી આર્ય-સન્નારીનું સ્વરૂપ સમજ્યા વિના પાશ્ચાત્ય સ્ત્રીવૃત્તની વાતોથી મોહિત થઈ 'સુધરેલા' લોક અવળા ચઢ્યા છે, તેમને ખરો માર્ગ સમજાવવામાં કથાની નહિ પણ દલીલની, ને ઉદાહરણપૂર્વક ઈતિહાસપરીક્ષા કરાવવાની જરૂર છે. એમ જોતાં સ્ત્રીસ્વરૂપ સમજાવવું એ જ પ્રથમ જરૂરનું છે, તો તે વિષે તો આ ગ્રંથમાં અદ્યાપિ કાંઈ પ્રાધાન્યતઃ આવેલું અમે જોયું નથી.

**લોકવાયકામાં** રતિરામ બી. એ. એ ગુજરાતીમાં લખેલ 'નેશનલ કોંગ્રેસની હકીકત'ના ચોપાનિયા વિશે ઉલ્લેખ

કૉપીરાઈટ તંત્રીનો છે માટે તે છાપવા છપાવવાનો કોઈને હક નથી ' એવી સૂચના પૂંઠા ઉપર છે.

### ડિસેંબર, ૧૮૮૮

આ અંકમાં પણ સઘળું લખાણ તંત્રીનું છે. 'જમાનાનાં ચિહ્ન' એ લેખ મણિલાલનો હોવા છતાં સરતચૂકથી 'સુદર્શન ગદ્યાવલિ'માં સંઘરાવો રહી ગયો હતો, તે 'મણિલાલની વિચારધારા'માં લીધેલો છે.[1]

ગ્રંથાવલોકન : 'સ્વધર્માભિમાન'ના રચનાર જટાશંકર લીલાધર ત્રિવેદીએ 'સારી છટાથી જોસભેર' લખાણ કર્યું છે. તેમાં સ્વધર્મની શ્રેષ્ઠતા સ્થાપવા જતાં 'સુધારાની બધી વાતને ગેરફાયદા રૂપે જ જોઈ છે....પણ સુધારાને છેક જ નકામો ગણવો, ને તેમાંથી કાંઈ પણ ઉપયોગનું ન ગણી, કેવલ પ્રાચીન વાતને જ ફરીથી ખડી કરવી, એવા આગ્રહ પર ચાલ્યા જવું, એ અમને તો, દેશકાલ વિચારતાં, વાજબી કે શક્ય લાગતું નથી'—એમ કહેવામાં અવલોકનકાર તરીકે તેમનું યથાર્થ વલણ પ્રતીત થાય છે. 'સ્ત્રીજાતિની સત્કીર્તિ—સદ્બોધ વાર્તાવલી'ના લેખક નારાયણ હેમચંદ્રની ભાષા વિશે ફરીવાર નોંધ કરી છે તે નીડર અને નિખાલસ ભાવે મણિલાલે કરેલાં અવલોકનોની અસર દર્શાવે છે:

મી. નારાયણે પોતાના લેખક તરીકના લાંબા અને વિસ્તીર્ણ અનુભવમાં, આ પ્રથમ જ વેળા, શુદ્ધ અને સંસ્કારવાળી ભાષા લખી છે. જ્યારે આખા ગૂજરાતના સામયિક પત્રો એ લેખકનાં લખાણને

---

[1] જુઓ 'મણિલાલ વિચારધારા' પૃ. ૨૪૨.

સર્વાંશે વખાણતાં, ત્યારે, અમે નિર્ણય દૃષ્ટિથી, તેના લેખના વિષયોનો યોગ્ય સત્કાર કરી, તેની ભાષા પર બહુ ટોક પાડતા; એ લક્ષમાં લઈ, પોતે કહે છે તેમ મિત્રો પાસે સુધરાવીને કે ગમે તેમ, પણ નિરભિમાનથી મી. નારાયણે પોતાની ભાષાને અમારે જ મોંએ પાછી વખાણવી, એ તેની વિદ્વત્તાનું ખરેખરૂં ભૂષણ છે.

પૂઠા ઉપર 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય'ની યોજનાની સમજૂતી તંત્રીએ પોતાની સહીથી આપેલી છે.

જાન્યુઆરી, ૧૮૮૯

**ગ્રંથાવલોકન** : શુકલ નથુરામ સુંદરજી રચિત 'ઋતુવર્ણન'ની, તેમાં રતિની જમાવટ થતી નથી એમ કહીને, ટીકા કરી છે. રચનારની કવિતાની સરલતા તથા અલંકારની જાણકારી પ્રશસ્ય ગણાવે છે અને સારાં વર્ણનો છે તે રચનારનાં પોતાનાં નહિ હોય એવી, ભાષાની અન્યત્ર માલૂમ પડતી અશુદ્ધિઓ જોતાં, શંકા બતાવે છે અને તેના સમર્થનમાં કાલિદાસના 'ઋતુસંહાર' તથા કુવલયાનંદના સંસ્કારનું નિદર્શન કરે છે.

ફેબ્રુઆરી, ૧૮૮૯

**ગ્રંથાવલોકન** : વાઘજી આશારામ ઓઝાના 'રાજસિંહ અને વિમળાદેવી' નાટકમાં રસની અવ્યવસ્થા બતાવી છે. તેમાંના વિદૂષકને 'ભવાઈનો હરાયો' કહ્યો છે અને 'આ અરસિક લોકોની નીચ વાસનાને તાબે થવાનું ફલ છે' એમ ટીકા કરી છે.

માર્ચ, ૧૮૮૯

**ગ્રંથાવલોકન** : દોલતરામ કૃપારામ પંડ્યાએ કરેલ

મહાકાવ્યના પ્રયોગરૂપ 'ઇન્દ્રજિતવધ'નું સંસ્કૃત કાવ્યશાસ્ત્ર અનુસાર વિસ્તૃત પૃથક્કરણ કરીને તેના ગુણદોષ તારવ્યા છે.

એપ્રિલ, ૧૮૮૯

**નરતન–ગોકુળવિષે** : કવિ ઋષિરાજનું ભક્તિના નૈસર્ગિક ઉમળકાવાળું સુંદર કાવ્ય.

**ગ્રંથાવલોકન** : રાવસાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડીએ સ્માઇલ્સના 'સેલ્ફ હેલ્પ' નામના પુસ્તક ઉપરથી ભાષાંતર કરેલ 'જાતમહેનત'ને એ મૂળ પુસ્તકના જેવું જ ઉત્તમ ગણેલ છે. એ જમાનામાં સ્માઇલ્સનાં પુસ્તકો ખૂબ વંચાતાં તે એકના અનેક અનુવાદ થતા તે પરથી સમજાય છે.

મે, ૧૮૮૯

**મનમાં માયાનો વાસ** : મંદાકાન્તામાં સરળ વહેતી પદ્યાવલીવાળી કવિતા. લખનારનું નામ કળાતું નથી.

**ગ્રંથાવલોકન** : ૧૮૮૯ના માર્ચના અંકમાં કરેલ 'ચંદ્રપ્રભાચરિત'ના અવલોકનમાં શીઘ્રકવિ શંકરલાલ શાસ્ત્રીએ બાણનું અવલોકન કરવા જતાં 'મૂળનાં ગૌરવ ને પ્રસાદ ખંડિત થયેલ છે' એમ કહીને, 'શંકરલાલ પૂરા જયવાન્ નથી થયા તોપણ બહુ રીતે પ્રશંસાપાત્ર થઈ પાર ઊતર્યા છે' એવું વિધાન કર્યું હતું. તેની પર ચર્ચાપત્ર કોઈક 'હરિલાલે' મોકલ્યું હતું. તેનો જવાબ, સૌમ્યભાવે, પોતાના વક્તવ્યમાં કવિને અન્યાય કરવાનો લેશમાત્ર ઉદ્દેશ નહોતો, એમ આપીને લેખકે ચર્ચાના મુદ્દાઓનો ટૂંકમાં ખુલાસો કર્યો છે.

**ગુલાબસિંહ** : માસિકમાં હપ્તે હપ્તે પ્રગટ થતી આ

નવલકથાનું એક પાનું માત્ર અહીં મૂકેલું છે; દરેક અંકમાં નવલકથા આપવી જોઈએ એ નિયમનું પાલન કરવા આમ કર્યું જણાય છે, પણ તેથી વાચનરસ ખંડિત થાય છે.

જૂન, ૧૮૮૯

**જ્ઞાનમંજરી** : આ પણ શિરસ્તા મુજબનું બોધક કાવ્ય છે.

છેલ્લે પાને ઓનરેબલ નાનાભાઈ હરિદાસના સ્વર્ગવાસ નિમિત્તે પં. ગટ્ટૂલાલજીએ રચેલ નિવાપાંજલિ કાવ્ય મૂકેલું છે.

જુલાઈ, ૧૮૮૯

આ અંકમાં પણ બધા જ લેખો તંત્રીના છે. ગ્રંથાવલોકન આપી શકાયું નથી.

ઑગસ્ટ, ૧૮૮૯

પહેલા પૂઠાની અંદર કાલિદાસના 'ઋતુસંહાર'ના મણિલાલના મિત્ર મોહનલાલ પ્રસાદરાય મહેતાએ કરેલ ગુજરાતી ભાષાંતરની જાહેરખબર છે.[1]

ગરીબાઈ : 'પ્રિયંવદા'માં આજ લગી છપાયેલાં કાવ્યોમાં વિષય અને નિરૂપણરીતિથી જુદી જ ભાત પાડતું મણિલાલનું કાવ્ય.[2]

---

૧. આ મોહનલાલના પરિચય માટે જુઓ 'મ.ન. જીવનરંગ', પૃ. ૨૪, ૪૮, ૮૪.

૨. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૬૬, ૩૬૮.

લોકવાયકા :

વિધવાઓના પુનર્વિવાહ ન થવા દેવા માટે કાયદો કરવાને વિલાયતની કેટલીક સ્ત્રીઓએ અરજી કરી છે; જ્યારે અમારા સુધારાના સાગરીતોને તે જ થવા માટે કાયદો જોઈએ છીએ. શી જમાનાની ખુબી!

'સુધારા'ની વિરુદ્ધ પ્રાપ્ય હોય તે એક પણ પુરાવો જવા દે તો મણિલાલ શેના?

સપ્ટેમ્બર, ૧૮૮૯

**ગ્રંથાવલોકન :** ઇચ્છારામ સૂર્યરામનાં બે પુસ્તકોનું ('ગંગા—એક ગૂર્જર વાર્તા' તથા 'અરેબિયન નાઇટ્સ—ભાગ ૨ જો'નું) અવલોકન કર્યું છે. તેમાંના પહેલાના કથાવસ્તુની સંકલના વખાણી છે અને તેમાં ઇચ્છારામે વિધવાપુનર્વિવાહની વિરુદ્ધ વલણ બતાવ્યું છે તેથી મણિલાલ પ્રસન્ન થયા છે. 'અરેબિયન નાઇટ્સ'ની ભાષાના કેટલાક અશુદ્ધ પ્રયોગો બતાવ્યા છે. 'કથાસરિત્સાગર'ની 'અરેબિયન નાઇટ્સ' પર અસર થઈ હોવાનો સંભવ સૂચવ્યો છે. 'નળાખ્યાન'ના સંપાદનને સત્કાર્યું છે, પણ તેમાં કેટલીક પંક્તિઓના અર્થ વિશદ નહોતા તે પોતે કરી આપ્યા છે. 'હેંડ બુક ઓફ ગુજરાતી ગ્રામર'ની યોજના યુરોપીઅનોને ઉપયોગી ખરી, પણ તેમાં આપેલી અમુક વ્યાખ્યાઓ ભૂલ ભરેલી અને અપૂર્ણ છે એમ દૃષ્ટાંત આપીને તેમણે બતાવ્યું છે.

ઓક્ટોબર, ૧૮૮૯

***ગ્રંથાવલોકન :*** 'સ્નેહમુદ્રા'નું અવલોકન.[1]

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૯૧.

નવેંબર, ૧૮૮૯

**મરણ ! સર્વ તારે શરણ :** અગાઉના અંકોમાં આવેલાં બોધક કાવ્યોની જ ધાટીનું માલિનીવૃત્તમાં લખેલું કાવ્ય.

**પ્રામાણિકપણું :** એક સન્તારીએ લખેલો બે અંકમાં સમાવેશ પામેલો નિબંધ.

**ગ્રંથાવલોકન :** 'બૃહત્કાવ્યદોહન ભા. ૨–૩'નો, સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ભાષાંતર અને સંપાદિત કરેલ 'મુદ્રારાક્ષસ'નો તથા રમેશચંદ્ર દત્ત પ્રણીત 'જીવનપ્રભાત' નામની ઐતિહાસિક કથાનો ઉમંગભેર સત્કાર કરેલો છે.

ડિસેંબર, ૧૮૮૯

ચાલુ લેખમાળાઓથી અધિક સામગ્રી આ અંકમાં નથી.

જાન્યુઆરી, ૧૮૯૦

**શિક્ષણવિચાર :** ૧૮૮૯ના ઓકટોબરના અંકના અનુસંધાનમાં મૂકેલો મણિલાલનો આ લેખ પ્રચલિત શિક્ષણપદ્ધતિ અને તેના ઘડનાર શિક્ષણખાતા પર ટીકા રૂપે છે.[1]

**સરિતા :** વીસ વરસના જુવાન બોટાદકરનું આ કાવ્ય પ્રગટ કરીને એ કવિને સૌપ્રથમ પ્રસિદ્ધિમાં મણિલાલ લાવે છે.

ફેબ્રુઆરી, ૧૮૯૦

**ગ્રંથાવલોકન :** કવિ નર્મદાશંકર સંપાદિત દયારામ-

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૯૮.

કૃત કાવ્યસંગ્રહની, સુધારાવધારા સાથે, ગુજરાતી પ્રેસે બહાર પાડેલી ત્રીજી આવૃત્તિનું અવલોકન કરતી વખતે મણિલાલે દયારામના ભક્તિશૃંગારની ઉત્તમતા બતાવી છે. એ પુસ્તકના પાઠ સાથે 'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક' નામના પત્રમાં આવેલ પાઠની તુલના બતાવીને પાઠશોધનની અગત્ય પર ભાર મૂકયો છે.

વાલજી લક્ષ્મીરામે લખેલ 'નીતિવ્યાવહારિક બોધ' નામના પુસ્તકની સમીક્ષા કરતાં, 'નીતિના આચારવાળાને જ નીતિબોધનો અધિકાર છે'—લેખકના એ વિધાનનો અસ્વીકાર કરતાં મણિલાલે આચાર અને વિચારનો ભેદ સ્પષ્ટ કર્યો છે તે નોંધપાત્ર છે. તેઓ કહે છે :

આચારની અસર એક માણસ સુધી કે તેના પાંચ પચાસ સંબંધી સુધી પ્રસરે છે, પણ વિચારની અસર પોતાના ગામથી પરગામ અને પરદેશ સુધી સર્વત્ર વિસ્તરે છે. વિચાર એ જ આપણો અમર અંશ છે, આચાર એ આપણો મર્ત્ય અંશ છે. માટે વિચારની અસર વિશેષ અને દૃઢ છે, તેથી આચાર ગમે તેવા હોય તેવાને પણ નીતિનો ઉપદેશ કરવાનો અધિકાર નથી, એમ નથી. ઉભયે ભેગાં હોય તો બહુ સારૂં; પણ... ..વારંવાર આ દુર્ભાગી સંસારમાં અને આપણી નઠારી મનોવૃત્તિમાં એવું બને છે કે આપણા વિચાર આપણા આચાર સાથે ચાલી શકતા નથી, પણ તે જ એ વાતનું સારામાં સારૂં કારણ છે કે અમુક સદાચારે ન વર્તનારની નિંદા કરતાં પહેલાં આપણો જ સ્વભાવ તપાસી સર્વના ઉપર ઉદાર દયાભાવ રાખતાં શીખવું. સહજ શક્તિને આવી રીતે કેળવવી એ નીતિ પાળવાનો ને વિસ્તારવાનો ઉત્તમ માર્ગ છે.

માર્ચ, ૧૮૯૦

ગ્રંથાવલોકન : દોલતરામ પંડયા કૃત 'કુસુમાવલી'

નામની કલ્પિત કથાનું વિવેચન કરતાં 'વસ્તુવિન્યાસમાં કર્તાની શક્તિ અપૂર્વ છે' એમ કહીને પછી તેની ભાષા અને ગૂંચવણવાળી કલ્પનાને વખોડી કાઢી છે.

## એપ્રિલ, ૧૮૯૦

**વસંતવિજય :** સને ૧૮૯૦ના જાન્યુઆરીમાં 'બુદ્ધિપ્રકાશ'માં 'મકરન્દ' (-રમણભાઈ નીલકંઠ)ની ટીકા સાથે કવિ કાન્તનું સુપ્રસિદ્ધ ખંડકાવ્ય 'વસંતવિજય' પ્રગટ થયું હતું. તે અતિ રસિક કાવ્યનાં અમુક સ્થાનો વિશે અધિક વિવેચન કરવાના હેતુથી નરસિંહરાવ દિવેટિયાએ આ વિવેચન લખેલું, તે તેમણે 'બુદ્ધિપ્રકાશ'માં મોકલેલું; પણ 'બુદ્ધિપ્રકાશે' તે અવલોકન પ્રગટ કરેલું નહીં; પછી મણિલાલ પર મોકલતાં મણિલાલે તે 'પ્રિયંવદા'માં પ્રગટ કર્યું.[1]

## મે, ૧૮૯૦

**વસન્ત-આગમ :** સંસ્કૃતમય ભાષા અને આલંકારિક શૈલીમાં વસંતનું વર્ણન આપતું કાવ્ય.

**અવલોકન :** અવલોકનના સિદ્ધાન્તની ચર્ચા કરતો આ મહત્ત્વનો લેખ આગસ્ટના અંક સુધી ચાલે છે.[2]

## જૂન, ૧૮૯૦

**શુષ્ક વેદાન્ત :** તંત્રીનો મહત્ત્વનો લેખ.[3]

---

૧. જુઓ 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ', પૃ. ૧૮૧; 'સ્મરણમુકુર', પૃ. ૨૧૯-૨૨૦.

૨. આખા લેખ માટે જુઓ 'મણિલાલની વિચારધારા,' પૃ. ૩૬૬.

૩. આ લેખ માટે વાંચો 'મણિલાલની વિચારધારા,' પૃ. ૧૪૭.

જુલાઈ, ૧૮૯૦

**ગ્રંથાવલોકન :** કવિ 'જટિલ'ના કાવ્યસંગ્રહ 'જટિલ પ્રાણુપદબંધ'ના ટૂંકા અવલોકનમાં 'ગૂઢ વ્યંગ્યાર્થ' ને 'મધુર સંસ્કારવાળી'ભાષનાં વખાણ કર્યાં છે. પુસ્તકનું નામ તેમને ગૂઢ જણાયું છે. કેમ કે કવિનું 'જટિલ' ઉપનામ એ વખતે પ્રસિદ્ધ થયેલું નહોતું.

ઑગસ્ટ, ૧૮૯૦

**ચંદ્રચકોરી કાવ્ય :** ૧૦૧ શ્લોકનું છંદમાં ઠોકરાતું, પણ કવિની સુજ્ઞ રસિકતાનું નિદર્શન કરતું, આગલા ત્રણેક અંકથી છપાતું આવતું, આ કાવ્ય અહીં પૂરું થાય છે. કવિએ પોતાનું નામ આપ્યું નથી, પણ છેલ્લે પોતાનો પરિચય આપ્યો છે:

> ગુણિ ગુરૂ દલપતરામનો, પૂરો કૃપાપ્રભાવ;
> મહેર મણિભાઈ તણી, શકત સયાજીરાવ,
> કવિતા કમળ ખિલી રહે, સૂર્ય સયાજીરાવ,
> માનવિ સહુ મધુકર બને, કવિ જો બને તળાવ.

આ ઉપરથી વડોદરામાં રહેનારો, મણિભાઈ જશભાઈનો કૃપાપાત્ર, અને સયાજીરાવનો આશ્રય પામેલ, કોઈક દલપતશિષ્ય હશે એમ લાગે છે.

સપ્ટેમ્બર, ૧૮૯૦

**શાસ્ત્રાર્થ :** પ્રાચીન ભક્તિને વશ થઈને પુરાણાદિનોં અર્થવાદ કરવા મથતા મણિલાલનો આ લેખ છે. પણ તે 'સુદર્શનગદ્યાવલિ'માં સમાવેશ પામેલો નહોતો. 'મણિ-

લાલની વિચારધારા'માં એ લેખ લીધેલો છે.[1]

**ગ્રંથાવલોકન :** ઇચ્છારામ સૂર્યરામ દેસાઈકૃત 'હિંદ અને બ્રિટાનિયા' નામની એ જમાનાની પરદેશી સરકારની કરડી નજરનો ભોગ બનેલી નવલકથાનું અવલોકન કરતાં લેખકની દેશભક્તિ ને સરળ વસ્તુસંકલનાની પ્રશંસા કરી છે.

આ અંકમાં એક અગત્યની જાહેરાત છે. લવાજમમાં વધારો કર્યા વિના, 'પ્રિયંવદા'ના કદમાં ચાર પાનાંનો વધારો કરીને, તેનું નામ 'સુદર્શન' રાખ્યું છે, ને નવા વર્ષથી એ નવા 'અપરિચિત મેમાન'ને સત્કારવાનો ગ્રાહકોને એમાં અનુરોધ છે.

---

૧ જુઓ 'મણિલાલની વિચારધારા' પૃ. ૧૪.

# સુદર્શન

## ઑક્ટોબર, ૧૮૯૦

[ 'પ્રિયંવદા' હવે 'સુદર્શન'ના નવા નામે પ્રગટ થાય છે. તેના કદમાં મૂળના કરતાં અર્ધા ફર્માનો વધારો થાય છે. લવાજમમાં વધારો થતો નથી.[1] ]

**મી. મલબારીનો છેલ્લો પ્રયત્ન :** શ્રી બહેરામજી મલબારીએ એ જમાનામાં હિંદુ વિધવાને પુનર્લગ્નની છૂટ માટે, લગ્ન પછી અમુક વયનાં વરકન્યા થાય એટલે લગ્ન વિશે તેમને ફરી વિચાર કરીને સુધારો કરવાની છૂટ આપવા માટે, અને ૧૪ વર્ષની ઉંમર પહેલાં કન્યા સંસાર માંડી ન શકે તેને માટે સરકાર પાસે કાયદો કરાવવાનો પ્રયત્ન પોતાના 'સ્પેક્ટેટર' પત્રમાં લેખો લખીને તેમજ વિલાયત સુધી વગદાર મંડળોમાં ઊહાપોહ ચલાવીને કર્યો હતો. તેનો વિરોધ કરતાં મણિલાલે મલબારીના આ પ્રયત્નને વખોડી નાખતાં કહ્યું છે કે કાયદાથી નહીં પણ લોકમાનસને સુધારવાથી ફેરફાર થઈ શકે, અને હિંદુઓના 'લગ્ન તે કરાર નથી, પણ પવિત્ર ગાંઠ છે', એમ દર્શાવીને કન્યાને ઋતુ-

---

[1] સુદર્શન : આખો લેખ વાંચો, પૃ. ૩૩.

મતી થાય તે પહેલાં પતિને સ્વાધીન કરવાના હિંદુઓના રિવાજનો બચાવ કર્યો છે. ભારતમાં ઋતુકાલ સરાસરી દશથી વધારે હોઈ શકતો નથી એમ દર્શાવવા તેમણે "પ્રખ્યાત ફિલસૂફ ડીકવાટ્ ફેજીસ"નો આધાર ટાંક્યો છે. અજાણ્યા લેખકોનો આધાર ટાંકવાની તેમની આ ટેવ 'ભદ્રંભદ્ર'માં ઉપહાસ પામેલી છે. રમણભાઈએ 'ડૉ. નોબોડિ' નામ આપેલું છે. મણિલાલને સુધારકો સાથે તેમ શ્રી મલબારી સાથે આ બાબત પાંચ વર્ષ (૧૮૮૬–૧૮૯૧) વિવાદ ચાલેલો. તેને લીધે તેમને સુધારકો સાથે કાયમનું અંતર પડી ગયું હતું.

**ચારિત્ર :** આને અંગે મણિલાલે પોતે કરેલી નોંધ જોવા જેવી છે:

પ્રિયંવદામાં 'સદ્વૃત્તિ' એ નામથી જે વિષય આવતો હતો તેનું જ આ વિષય અનુસંધાન છે. અંગરેજી શબ્દ કેરેક્ટરને કિયા ગૂજરાતી શબ્દથી જણાવવો એ સંકલ્પમાં પ્રથમ તેને સદ્વૃત્તિ એ નામ આપેલું હતું. યદ્યપિ થોડાક જ સમય પછી એમ જણાયું હતું કે સદ્વૃત્તિ કરતાં પણ ચારિત્ર એ શબ્દ વધારે યોગ્ય છે; તથાપિ એકવાર જે શબ્દ રૂઢિમાં નાખ્યો તેને બદલવાની ઇચ્છા તુરત અમલમાં આણી ન હતી. પ્રિયંવદા એ નામ બદલાયું ત્યારે એ ભેગો આ ફેરફાર પણ કરી લેવો યોગ્ય લાગ્યો. ચારિત્ર એ શબ્દ ગૂજરાતીમાં ચાલતા સાખ, આબરૂ, પત, એ શબ્દના જેવા અર્થવાળો છતાં તેથી કાંઈક અધિક અર્થ બોધે છે, ને તે જ ભાવ કેરેક્ટર એ અંગરેજી શબ્દમાં પણ સમાયેલો છે.

---

૧. વધુ વિગતો માટે વાંચો 'મણિલાલ નભુભાઈ' [illegible]

**સ્ત્રીકેળવણીની દશા** : મણિલાલનાં સંસારસુધારા વિશેનાં રચનાત્મક સૂચનોમાં સ્ત્રીઓના ગૌરવભર્યા સ્થાન અને કર્તવ્યને સુસંગત કેળવણીની હિમાયત કરતું સૂચન આ લેખમાં છે. તેઓ પોતે મુંબઈમાં હતા ત્યારે સ્ત્રીકેળવણીની યોજના ઘડીને તેને અમલમાં મૂકવા ઇચ્છતી સંસ્થાને નિઃસ્વાર્થ ભાવે સેવા આપવા તેઓ તત્પર થયા હતા.

નવેંબર, ૧૮૯૦

**શા રસ પર ગુલતાન** : તા. ૩૦-૧૨-૧૮૮૪ ના રોજ એટલે ૭ વર્ષ પહેલાં પ્રેમિકાને ઉદ્દેશીને લખાયેલું આ કાવ્ય પછીથી ('આત્મનિમજ્જન'માં) 'બુદ્ધિનું ચાંચલ્ય' એ શીર્ષકથી પ્રગટ થાય છે.[1]

**પૂર્વ અને પશ્ચિમ** : દેશીઓ ઉપર અંગ્રેજી કેળવણીની અસરનું નિદાન કાઢવાનો પ્રયત્ન કરતી આ લેખમાળાને, ગોવર્ધનરામે કરેલી પૂર્વ-પશ્ચિમ-મીમાંસા અને નવલરામ પંડ્યાએ લખેલા સુધારાના ઇતિહાસરૂપ અવલોકન સાથે સરખાવી જોવા જેવી છે.[2]

**સામાજિક સુધારણા** : ધર્મ, સમાજસુધારો, શિક્ષણ અને છેવટે 'સરકારી કાવ્યદોહન' 'સુદર્શન' અને 'જ્ઞાનસુધા'ના આ ગાળાના તંત્રીઓને માટે તો કટ્ટર વિવા-

---

૧. વિશેષ વિગત માટે વાંચો 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૫૭–૩૫૮.

૨. વધુ વિગતો માટે વાંચો 'મણિલાલના ત્રણ લેખો', ઉપોદ્ઘાત.

દના જ વિષયો હતા.[1]

ડિસેંબર, ૧૮૯૦

**આવી પડતી વિપત્તિને** : મળેલું કાવ્ય. 'પડું પડું શું કરી રહી છું ? પડવાની તો પડ .પ્રીતે' એ પંક્તિથી શરૂ થતી આ કવિતા બોધક છે. લેખક કોઈ પ્રસિદ્ધ કવિ જણાતો નથી.

**વેદાન્તસાર** : વેદાન્તનું સરળ શૈલીમાં શિક્ષણ આપવા સારુ કોઈક સંસ્કૃતજ્ઞ વિદ્વાન પાસે મૂળ સંસ્કૃતનું ભાષાંતર અહીંથી હપ્તે હપ્તે અપાય છે.

**અદ્વૈતજીવન અને પ્રાર્થના** : બન્ને લેખો અગત્યના છે; 'મણિલાલની વિચારધારા'માં પ્રગટ થયેલા છે.[2]

**મેસ્મેરિઝમ** : એને માટે ગુજરાતીમાં 'પ્રાણવિનિમય' શબ્દ યોજવાનું અને એ વિષયનું ગુજરાતીમાં એક અને અદ્વિતીય પુસ્તક લખવાનું માન 'સુદર્શન'કારને છે. અહીં તેઓ ડૉ. મેસ્મરના પ્રાણીવિદ્યુત (animal magnetism) વિશેના વિચારો ટૂંકમાં (ભાષાંતર કરીને) આપે છે. તે પહેલાં તેમણે આ વિદ્યાના પુષ્કળ પ્રયોગો પણ કર્યા હતા. તેમનું આ વિષયનું પુસ્તક આની પહેલાં બે વર્ષે બહાર પડી ચૂક્યું હતું.[3]

<u>ગુરુ કોણ ?</u> : અખાના આ વિષયના છપ્પા વેદાન્ત-

1. બન્ને લેખકો કેવા બદ્ધમત હતા તેની વિગતવાર ચર્ચા માટે જુઓ 'મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના', પ્રકરણ-૨, પૃ. ૧૧૫-૧૪૩.
2. જુઓ 'મણિલાલની વિચારધારા', અનુક્રમે પૃ. ૧૧૫ અને ૬૦.
3. જુઓ 'મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના', પૃ. ૧૦૬-૧૧૨.

બોધ માટે મૂકયા જણાય છે. જુઓ અંતે મૂકેલો નીચેનો શ્લોક :

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारिणः ।
तमेकं शंकरं वंदे शिष्यसंतापहारिणम् ॥

જાન્યુઆરી, ૧૮૯૧

**કો દેખાડે** : સ્વર્ગવાસી બાલિકાને માટે વિલાપ કરતા તેના પિતાના ઉદ્ગારો દર્શાવતું આ પદ્ય કાવ્યકક્ષાએ પહોંચી શકતું નથી. કોઈ શિખાઉ લેખકે લખ્યું જણાય છે.

**વિશ્વદૃષ્ટિ** : મેસ્મેરિઝમમાં જેને 'કલેરવોયન્સ' કહે છે તે વિશ્વદૃષ્ટિનો ખ્યાલ આ નાનકડા લેખમાં આપેલો છે. મૂળે 'થિયોસોફિસ્ટ' પત્રમાં ડૉ. ડેલી નામના થિયોસોફિસ્ટે તેના પુસ્તક ૯ના અંક ૩૨મામાં લખેલા અંગ્રેજી લેખનો ગુજરાતી સંક્ષેપ છે.

ફેબ્રુઆરી, ૧૮૯૧

**રતિને પ્રાર્થના** : કવિ કાન્તનું સુપ્રસિદ્ધ કાવ્ય. પ્રથમ અહીં છપાયું.[1]

**સર રોમેશચંદ્રનું ભાષણ** : ખહેરામજી મલબારીએ સંમતિવય કાયદામાં દશની ફેરવીને બારની કરવા ઊહાપોહ મચાવેલો તેની સામે સર રોમેશચંદ્ર દત્તે ઉઠાવેલા વાંધાનો નિર્દેશ કરીને ઉક્ત સુધારાની અનાવશ્યકતા ભારપૂર્વક રજૂ

૧. જુઓ 'પૂર્વાલાપ', (૧૯૪૮), પૃ. ૧૨૭.

કરતો લેખ. એના લેખક કદાચ માનશંકર પી. મહેતા હોય.

માર્ચ, ૧૮૯૧

**અવલોકન** : કાલિદાસ અને ભવભૂતિની સરખામણીથી શરૂ થતી આ અભ્યાસોપયોગી લેખમાળાના લેખક જીવનરામ લક્ષ્મીરામને આ વર્ષનો ઉત્તમ લેખ માટેનો ચાંદ મળે છે.

એપ્રિલ, ૧૮૯૧

**ચંદા અને સ્ત્રીસમાજ** : નરસિંહરાવનાં આ પ્રકારનાં ગીતોના અનુકરણમાં લખાયેલું કાવ્ય. કાવ્યતત્ત્વ પાતળું છે. લેખક અપ્રસિદ્ધ જણાય છે.

**સંસારસુધારો** : આ જ વિષય પર મણિલાલે માર્ચમાં લેખ લખેલો; તેના પર રમણભાઈએ ટીકા કરી હતી. તેનો જવાબ અહીં કોઈક સૂક્ષ્મદૃષ્ટિ અને સમતોલ બુદ્ધિવાળા સજ્જને આપ્યો છે. આનંદશંકર હશે ?

**ગારુડતંત્ર** : સંમતિવયના ખિલને નિમિત્ત બનાવીને મણિલાલે સુધારકોને જવાબ આપ્યો છે. સાથે નોંધ મૂકી છે કે 'વિસ્તાર માટે આ માસના પત્ર સાથે જે વધારો એક નિપુણ અને મધ્યસ્થ ગ્રેજ્યુએટે લખી મોકલ્યો છે તે ઉપર વાચકનું લક્ષ ખેંચીએ છીએ.' આ મધ્યસ્થ ગ્રેજ્યુએટ આનંદશંકર ધ્રુવ લાગે છે.

મે, ૧૮૯૧

**પ્રેમનો પ્યાલો** : સચોટ ધ્રુવ પંક્તિ, સુંદર લય

અને ઉત્કટ ભાવાભિવ્યક્તિવાળી આ ગરમી મણિલાલનાં ઉત્તમ કાવ્યોમાં સ્થાન પામે તેવી છે.[૧] તેનું 'સાધનોર્મિ' શીર્ષક પાછળથી આપેલું છે.

**પુનર્જન્મ** : આ વિષય પણ રમણભાઈ સાથેના વિવાદનું એક નિમિત્ત બન્યો હતો.[૨]

**તર્ક અને શાસ્ત્ર** : 'જિજ્ઞાસુ'એ લખેલ 'સ્ત્રી-પુરુષના સમાન હક' નામના પુસ્તકનું અવલોકન પણ માનશંકર પી. મહેતાએ કર્યું હોય. (પછીના અંકમાં પ્રિયંવદાનો ચાંદ 'દૃગ્દૃશ્યવિવેક'નું ટીકા સમેત ભાષાંતર કરનાર માનશંકર પી. મહેતાને મળ્યાની જાહેરાત થાય છે તે જોતાં આ અસંભવિત નથી લાગતું.)

જૂન, ૧૮૯૧

**સૂર્ય** : સૂર્ય વિશેનું વસંતતિલકામાં લખેલું આ કાવ્ય પણ મણિલાલના કોઈક નિકટના સ્નેહીનું હશે. ભાષા ક્લિષ્ટ છે.

**અદ્વૈતજીવન** : 'મણિલાલની વિચારધારા'માં પ્રગટ થયેલો છે.[૩]

---

૧. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૪ અને ૩૪૧.

૨. જુઓ 'ધર્મ અને સમાજ', પુસ્તક ૧ મા 'કર્મ અને પુનર્જન્મ', પૃ. ૯૦.

૩ જુઓ 'મ. વિ. ધા', પૃ. ૧૧૫, સરખાવો 'ભક્તિ અને નીતિ', જ્ઞાનસુધા, ૧૮૯૨.

જુલાઈ, ૧૮૯૧

**દુઃખી ઇન્દુને દિલાસો** : ચંદ્રને ઉદ્દેશીને લખેલું આ કાવ્ય કોઈ ઊગતા કવિનું જણાય છે.

**મેડેમ બ્લેવેટ્સ્કી** : અવસાનનોંધ.

ઓગસ્ટ, ૧૮૯૧

**ગુલાબી પ્રભાત** : આ કાવ્ય અગાઉની રચનાઓના કરતાં ચઢિયાતું છે. લેખક કોણ હશે તે સમજાતું નથી.

**અધ્યાત્મમંડલ** : ગૂઢ વિદ્યા (જેને મણિલાલ અધ્યાત્મવિદ્યા કહેતા) માં રસ લેનાર વર્ગની શંકાઓનું નિવારણ કરવાના ઉદ્દેશથી આ વિભાગમાં પછીથી પ્રશ્નોત્તર આવે છે. અહીં થિયોસોફીનો પરિચય છે.

સપ્ટેંબર, ૧૮૯૧

**આષાઢી પૂર્ણિમા** : આ કાવ્ય કોઈ સંસ્કૃતના પંડિતે લખ્યું જણાય છે, જેમાં કૃત્રિમ શ્લેષનો ઉપયોગ છે.

**પ્રાર્થના** : રમણભાઈએ કરેલી આ વિષયની લાંબી ચર્ચાનો જવાબ મણિલાલ અહીં અર્ધા કોલમમાં જ આપે છે.

**દેશાભિમાન** : સાચા અને જૂઠા દેશાભિમાનનું તારતમ્ય કરી આપતા આ વિવાદાત્મક લેખમાં મણિલાલે ડૉ. રામકૃષ્ણ ભાંડારકરના શબ્દોનું અવતરણ ટાંક્યું છે. તેમાં 'Resultant' શબ્દનો અર્થ તેમણે જાણી જોઈને, '.વચ્ચેનો રસ્તો' એમ કર્યો છે.. આના જવાબમાં રમણભાઈ 'બ્રાહ્મ ધર્મ અને ક્રીશ્ચીઆનીટી' નામનો લેખ લખે

છે. અને એ શબ્દનો મૂળ લેખકને અભિપ્રેત સાચો અર્થ 'પરિણામ' આપે છે અને દાખલા દલીલોથી સાબિત કરી આપે છે કે પ્રાર્થનાસમાજે સ્વીકારેલો ધર્મસિદ્ધાન્ત ખ્રિસ્તી ધર્મ-તત્ત્વ કરતાં ઘણો ભિન્ન છે.[1]

**'તર્ક અને શાસ્ત્ર'ના લખનારને જવાબ :** આ લેખ મણિલાલનો લખેલો નથી. પરંતુ 'તર્ક અને શાસ્ત્ર' વિશેનો લેખ લખનાર 'કોઈ તટસ્થ ગૃહસ્થ'નો ઉલ્લેખ (આ તટસ્થ ગૃહસ્થ ઘણું કરીને આનંદશંકર ધ્રુવ હશે એમ તેમના આત્મવૃત્તાંત પરથી અનુમાની શકાય) કરતી નોંધ એ લેખને અંતે પોતાના તરફથી જોડેલી છે. તે નોંધ સહિત આખો લેખ 'સુદર્શન ગદ્યાવલિ'માં છપાયેલો છે.[2]

ઑક્ટોબર, ૧૮૯૧

**વર્ષારંભ :** વર્ષને આરંભે મુકાતી તંત્રીનોંધ.[3]

**મેઘદૂત કાવ્ય :** આ અને આની પછીના ત્રણ અંકોમાં 'પૂર્વમેઘ'નું સમશ્લોકી ભાષાંતર આપ્યું છે. લખનારની હથોટી પ્રૌઢ છે. આ અરસામાં ભીમરાવ ભોળાનાથે મેઘદૂતનું ભાષાંતર કરેલું તે તેમના જીવતાં જ (૧૮૯૦ પહેલાં) પ્રગટ થયું હતું.

**આત્મબોધ :** શંકરાચાર્યપ્રણીત 'આત્મબોધ'નું

૧. જુઓ 'ધર્મ અને સમાજ', પુ. ૧, પૃ. ૩૯-૫૦.

૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૩૩૯.

૩. જુઓ પૃ. ૩૭.

સટીક ભાષાંતર ત્રણ અંકોમાં. તેમાં રુચિરા છંદ વિશે કરેલી નોંધ ધ્યાન ખેંચે છે:

એ છંદ નીચેના અને બીજા બહુ રાગે ગવાય છે, જેમ કે—

(૧) ભજ ગોવિંદં ભજ ગોવિંદં ગોવિંદં ભજ મૂઢ મતે.
(૨) કર્મનકી ગતિ ન્યારી ઓધા કર્મનકી ગતિ ન્યારી રે.
(૩) કઠિન થયા માધવ મથુરા જઈ કાગળ ન લખ્યો કટકો રે.
(૪) વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે
(૫) ધીરસમીરે યમુનાતીરે વસતિ વને વનમાલી.

મરાઠી–સાખી લાવણી એ આદિ અનેક રાગે ગવાય છે.

ભાષાંતરકાર માનશંકર પી. મહેતા હશે?

**સ્વહિતવાદ અને પરહિતવાદ :** 'મણિલાલની વિચારધારા'માં છે.[૧]

**અધ્યાત્મમંડલ :** 'થિયોસોફી' તથા ગૂઢ વિદ્યાને લગતા વાચકોના પ્રશ્નોના ઉત્તર આપવાની તત્પરતા તંત્રીએ બતાવેલી છે.

નવેંબર, ૧૮૯૧

**પ્રશ્નમાલા :** અધ્યાત્મમંડલને લગતી પ્રશ્નોત્તરી.

**તર્ક અને શાસ્ત્ર :** 'તર્ક અને શાસ્ત્રના લખનારને જવાબ' આપનારને, મૂળ લેખકનો પ્રત્યુત્તર. 'વિનયયુક્ત સાત્ત્વિક ભાવથી' જવાબ અપાયો છે તે જોતાં આ લેખના કર્તા કદાચ આનંદશંકર હોય.

૧. જુઓ 'મ. વિ. ધા.', પૃ. ૮૯.

**ગ્રંથાવલોકન :** આ વિભાગમાં નસરવાનજી ફરામજી બીલીમોરિયા નામના એક પારસી ગૃહસ્થે 'પારસીઓમાં નીતિનું ધોરણ' એ વિષયની ચોપડી લખેલી (જે "કેટલાક ગરીબ પારસીઓ"એ પ્રગટ કરી હતી), તેનું અવલોકન કરતાં મણિલાલ લખે છે કે "જે કોમને ગુજરાતને સુધારાનો માર્ગ બતાવનાર ભોમીઆનું માન ઘટતું હતું એ જ કોમમાં આજે હવે પાછા વળવાની જરૂર જોવા જેવાં પગલાં ભરાય એ ઘણી ખુશી થવા જેવી વાત છે." લેખકે સુધારાની વ્યાખ્યા નીચે પ્રમાણે કરેલી છે :

સુધારાને નામે ઊભી કીધેલી સુધરેલી ઢબની આજની પારસી ફીલસુફી, જુદા જુદા ક્રીશ્ચીઅન પંથોના આડકતરી રીતે મળેલા આચારવિચારો અને યુરોપિયન નાસ્તિક વિદ્યા અથવા શરીરવિદ્યાને આધારે ઊભા કીધેલા વિચારોનું મિશ્રણ છે.

પોતે કરેલી વ્યાખ્યાને આ મળતી આવે છે એમ અવલોકનકાર નોંધે છે અને વિચાર ઉપરાંત ગ્રંથની ભાષા માટે પણ તેઓ લેખકને મુબારકબાદી આપે છે.

### ડિસેંબર, ૧૮૯૧

**બે ભાગવતો :** સને ૧૮૮૮માં 'પ્રિયંવદા'માં પંડિત શ્રી ગટ્ટુલાલજીનો 'દેવી ભાગવત અને શ્રીમદ્ ભાગવત' વિશેનો શાસ્ત્રાર્થ પ્રસિદ્ધ થયો હતો. 'તે ઉપરથી એ વિશેની શોધો કરી સત્ય હાથ લાગે તેમ કરવાનો' આ લેખમાળાના લેખકે પ્રયત્ન કરેલો છે. લેખક માનશંકર. પી. મહેતા હોય એમ ભાષા પરથી જણાય છે.

જાન્યુઆરી, ૧૮૯૨

**બે ભાગવતો** : લેખમાળા સંશોધનાત્મક છે અને તેમાં કોલબ્રૂકકૃત 'આર્ય ધર્મ અને તત્ત્વજ્ઞાન'નો ઉલ્લેખ છે તે તે ઉપરથી પણ માનશંકર મહેતા જેવા ગ્રેજ્યુએટ સંસ્કૃતજ્ઞના કર્તૃત્વની સંભાવના શંકા સબળ બને છે.

ફેબ્રુઆરી, ૧૮૯૨

**લાવણી** : વિરહોત્કંઠિતા સ્વકીયા નાયિકાના ઉદ્ગાર. અત્યંત કૃત્રિમ સંસ્કૃતમય શૈલી છે. અગાઉ શંકરના આત્મબોધનો અનુવાદ કરનાર અને આ કૃતિનો રચનાર એક હોય એવી ભાષા પરથી શંકા જાય છે.

**બ્રહ્મકેનોપનિષદ** : કેનોપનિષદના મંત્રોનું સરળ ગુજરાતી ભાષાંતર મૂક્યું છે. અને પછી તેનું ધીર ગંભીર પ્રાસાદિક અર્થગર્ભ ભાષામાં વિવરણ મૂક્યું છે. સમગ્ર લેખ વાંચવાથી છાપ એવી પડે છે કે એ કદાચ આનંદશંકરનો હોય. સમય જોતાં આ તેમની લેખક તરીકેની કારકિર્દીનો અને મણિલાલ સાથેના સંબંધનો આરંભકાળ હતો. અને આ અરસામાં સુદર્શન પ્રત્યે તેમને આકર્ષણ થયેલું હતું. છતાં કર્તૃત્વ વિશે કશું નિશ્ચિત કહી શકાય નહીં.

માર્ચ, ૧૮૯૨

**પતંગ** : 'ગર્વે ઘેલા ખલક પર છે પ્રાણિયો એક ખર્વ' એવો સાર કાઢતું બોધક જોડકણું.

**વેદાન્તસાર** : મૂળ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર માર્ચ, ૧૮૯૧ માં અટકી ગયેલું તે પાછું અહીં ચાલુ થાય છે.

**કર્તવ્ય** : વિચાર અને શૈલી જોતાં કર્તૃત્વ આનંદશંકરનું લાગે છે.

**નીતિ–વ્યવહાર** : આ લેખ મણિલાલનો હોવા છતાં 'સુદર્શન ગદ્યાવલિ'માં સંઘરાયો નથી.[1]

એપ્રિલ, ૧૮૯૨

**પ્રેમપંચદશી** : 'ઉડી નાદાન મન બુલબુલ', 'મિઠિ મિઠિ વાણી બોલો વાયસજી' અને 'દરદ દિલ કયાં બતાવું જઈ' એ બાળાશંકરનાં ત્રણ કાવ્યો સૌપ્રથમ અહીં પ્રગટ થાય છે. 'ક્લાન્ત કવિ' (સં. શ્રી. ઉમાશંકર જોશી)માં ત્રણે છપાયાં છે.

**પ્રાર્થનાસમાજના મોક્ષ સંબંધી ધર્મસિદ્ધાન્તો** : જ્ઞાનસુધા સાથે ચાલતી મોક્ષવિષયક ધર્મસિદ્ધાન્તચર્ચામાં અહીં 'મણિલાલપક્ષે કોઈક વિદ્વાને વિવાદ ઉઠાવ્યો છે. તેમાં ઉદાર દૃષ્ટિના કરતાં શુષ્ક તર્કનો આશ્રય વિશેષ લેવાયો છે.

**કેળવણી સંબંધી થોડા વિચાર** : એ જમાનામાં જ્યારે પાશ્ચાત્ય કેળવણી પ્રત્યે મોટા ભાગના લોકો અહોભાવથી જોતા હતા ત્યારે તે વિશે નીચેનો પ્રશ્નોત્તર ધ્યાન ખેંચે છેઃ

...લોકોમાં કેળવણી વધારવા અને બુદ્ધિ ખીલવવા માટે આજકાલ કેટલા બધા ઉપાયો લેવાય છે તે તમારે ધ્યાનમાં લેવા જોઈએ ખરા કે નહીં ?

---

૧. જુઓ 'મ. વિ. ધા.' પૃ. ૭૪.

**ઉત્તર :** ભવિષ્યમાં થનારી પ્રજા તેમની બુદ્ધિ ખીલવવાના તમારા હાલના ઉપાયો માટે બહુ ઉપકાર માનશે નહીં, તેમ હાલ જે પ્રકારની કેળવણી આપો છો તેથી લાખો ભૂખે મરતા ગરીબ લોકોનું કાંઈ ભલું પણ થવાનું નથી.

**પ્રશ્ન :** એ ખરૂં. પણ હજી એ વાતને કાંઈક વખત થવો જોઈએ ના ? લોકોને કેળવણી આપવાનો આરંભ કર્યાને કેટલાં થોડાં વર્ષ થયાં છે ?

**ઉત્તર :**...હાલના લોકોની જે સામાન્ય સ્થિતિ છે તે ઉપર વિચાર કરીએ તો તેમાં જે તેમના બેહાલ થાય અને રખડી મરે તેના કરતાં શાળાઓમાં જાય, કંઈ પહેરતાં ઓઢતાં—બેસતાં ઊઠતાં—બોલતાં વાત કરતાં—વગેરે રીતભાત શીખે એ લાભ છે ખરો. પણ શાળાઓમાં જે વાસ્તવિક શીખવવું જરૂરનું છે તેવું શીખવવામાં આવતું નથી. શું તેઓને વાસ્તવિક રીતે એવી કળવણી મળે છે કે જેથી તેઓની બુદ્ધિ સન્માર્ગ તરફ દોરાય—દુનિયામાં દુર્ભાગ્યને લીધે પોતાના ઉપર પડતી વિપત્તિઓ પોતાનાં કર્મને આધીન આવી પડી છે એમ માની હિમ્મતથી પોતાનો વ્યવહાર ચલાવે—મનોવૃત્તિઓને દબાવવા જેટલી ઇચ્છાશક્તિ દૃઢ થાય, પોતાના પાડોશી તરફ પ્રીતિભાવ રહે અને સર્વ તરફ બંધુભાવ રાખી મનુષ્યનો ધર્મ અન્યોન્ય સહાય કરવાનો છે એમ સમજે ? આવી રીતે વ્યવહારમાં વર્તન કરવા લાયક બને ત્યારે ખરી કેળવણી આપી કહેવાય. પણ એવું તો કાંઈ છે જ નહીં. કેળવણીનો પ્રચાર કરવાવાળા આવી વાતો કરે છે અને કબુલ કરે છે, પણ તેનું ફળ ક્યાં ? એક બાલકને શું—કે યુવાનને શું—કે શાળાના શિક્ષકોને શું—ગમે તેને તમે પ્રશ્ન કરો કે હાલમાં કેળવણીનો ખરો હેતુ તેઓ શું સમજે છે, તો તત્કાળ ઉત્તર વાળશે કે પરીક્ષાઓ પસાર કરવાનો........આ પરીક્ષાઓની રીતિ ચાલુ રહેશે ત્યાં સુધી મનુષ્યમાં તર્ક અને મનનશક્તિ જે રહેલી છે તેનો પ્રકાશ થવો અશક્ય છે."

**પ્રાણવિનિમય** : આ વિષયના તેમના ગ્રંથના અનુલક્ષમાં આ લેખ વાંચવા જેવો છે. તેના આરંભ અને અંતના ભાગ નીચે આપીએ છીએ :

પ્રાણવિનિમયની માહિતી આપણી ભાષા દ્વારા કરાવવાને એક લેખ પ્રસિદ્ધ થયો છે; એ લેખ પ્રસિદ્ધ કરતી વખતે મનમાં એમ શંકા હતી કે કેટલાક લોક તેનો દુરુપયોગ કરશે. આ શંકાને લીધે ગ્રંથ ન જ છપાવવો એમ પણ તર્ક થયેલા. પરંતુ અંગરેજી ભાષામાં આજકાલ એટલા બધા ગ્રંથો એ બાબત ઉપર થયેલા છે, ને તે દ્વારા એટલા બધા લોકોએ એ બાબત જાણી છે, કે ગમે તે પ્રકારે પણ એ વાત જ્યારે આપણી ભાષા દ્વારા પણ બહાર આવ્યા વિના રહેવાની નથી એમ સમજી, યોગ્ય સૂચનાદિ સમેત સવેળા તે વાત તેના ભય આદિના વિચાર સમેત પ્રસિદ્ધ કરવી એ ઉચિત જણાયું. ગ્રંથની પ્રથમ આવૃત્તિ છપાયાની સાથે જ ચાર માસમાં એક કે બીજી રીતે તે પૂર્ણ થઈ ગઈ.

......એ ગ્રંથનો ઉદ્દેશ માત્ર જડવાદની તકરારોને પ્રત્યક્ષ પ્રમાણથી નિરસ્ત કરવાનો છે, તે ઉપરાંત નથી; માટે બીજી કોઈ રીતે એનો ઉપયોગ કરવામાં હાનિ છે એ ખૂબ યાદ રાખવું.

મે, ૧૮૯૨

**અભેદની ગરબી** : આ ગરબી મૂળે લખાયેલી કોઈક સ્ત્રીના પ્રેમને પ્રસંગે[1]. 'આત્મનિમજ્જન'માં તે 'આસ્વાદ્રોર્મિ'ના શીર્ષકથી પ્રગટ થઈ હતી.

**જનહિતવાદ અને સહજ ઉપલબ્ધિ** : 'જ્ઞાનસુધા'ના ફેબ્રુઆરી ૧૮૯૨ના અંકમાં 'ભક્તિ અને નીતિ' એ

---

૧ વિગતો માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ ૩૩૯, ૩૪૧.

વિષય પર આવેલા લેખમાંના વિચાર અંગે શંકા ઉઠાવીને અહીં વિવાદ કરેલો છે. વિચાર અને શૈલી આનંદશંકરનાં જણાય છે.

**દિગ્દર્શન :** ઉપરના લેખના અનુસંધાનમાં જણાય છે.

**તપ :** સ્વસ્થ અને શાસ્ત્રીય પદ્ધતિની વિષયચર્ચાવાળો આ લેખ કોઈક વેદાન્તના આરૂઢ વિદ્વાનનો જણાય છે.

**દુષ્યન્ત અને શકુન્તલા :** શાકુન્તલનું રસદર્શન. ઑકટોબર ૧૮૯૩ સુધી આ લેખમાળા ચાલે છે.

જૂન, ૧૮૯૨

**ગતપત્નીસ્મરણ :** સામાન્ય કોટીનું વિલાપકાવ્ય.

**ગ્રંથાવલોકન :** સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈકૃત 'ચંદ્રકાન્ત'નું અવલોકન કરતાં મણિલાલ લખે છે :

> વિચારમાં આવી પકવતા લાંબે વખતે આવે છે. અને તેવી પકવતાનાં સુચિહ્ન આ ગ્રંથમાં જોઈ અમને બહુ હર્ષમિશ્ર સંતોષ થાય છે. ગ્રંથગત વિચારો જો રા. ઇચ્છારામના પોતાના મનનનું જ ફલ હોય, ગ્રંથ કશાનું ભાષાન્તર ન હોય, તો ખરેખર એ ગ્રંથના યોજનારને બહુ માન ઘટે છે, કેમ કે તત્ત્વશાસ્ત્રનાં રહસ્યને સાદી વાતોમાં લાવી મૂકવાં એ બહુ પરિપકવ જ્ઞાન થયા વિના બનતું નથી. પરંતુ જો આ લેખ ભાષાન્તર હોય તો તે વાત તેમણે પોતાના લેખમાં સ્વીકારી નથી એ તેમના પ્રયાસને મ્લાન કરી નાખનારી વાર્તા છે. વળી લેખનપદ્ધતિના સંબંધે પણ રા. ઇચ્છારામે 'અરેબિયન નાઈટ્સ' તથા 'હિંદ અને બ્રિટાનીઆ' આદિની ભાષા કરતાં સારો સુધારો કર્યો છે. અને શૈલીને સારા સંસ્કારવાળી શૈલીની લગભગ આણી મૂકી છે......

જુલાઈ, ૧૮૯૨

**પાંચ હોરીઓ :** સોરઠી સોમનાથની, પ્રતાપના હલદીઘાટની, કર્ણઘેલાના બાગલાણની, પૃથ્વીરાજના પાણીપતની અને સત્તાવનના બળવાની—એમ પાંચ પ્રસંગોના યુદ્ધની છટાદાર હોરીઓ. વ્રજભાષાની છટા ને છાંટ છે. કાવ્યતત્ત્વ પાતળું છે.

**અશ્રુને આવાહન :** એ કાન્તનું કાવ્ય અહીં પ્રથમ છપાયું.[1]

**બંધન :** ત્રણ હપ્તે પ્રગટ થતો આ લેખ અંગ્રેજી અને સંસ્કૃતના વિદ્વાન પ્રાચીનમતવાદી લેખકે લખેલ છે

**શ્રદ્ધાની પૂર્ણતા :** સામાન્ય કોટીનો લેખ.

ઑગસ્ટ, ૧૮૯૨

**હરિપ્રેમપંચદશી :** ‘ કરું કાળજું કુરબાન ’ એ ગરબી તથા ‘ ઉતાર ના કંઈ પ્યાર ’ એ ગઝલ બન્ને બાળાશંકરની કૃતિઓ છે. ‘ ક્લાન્ત કવિ ’ ( સં. શ્રી ઉમાશંકર જોશી )માં બન્ને પ્રગટ થયેલી છે.

**ભાષાનું લક્ષણ :** આખીયે નોંધ નીચે ઉતારી છે:

આપણા ગુજરાતના એક પ્રસિદ્ધ સાક્ષર ભાષા અને શૈલી સંબંધે એક લેખ રચવાનો વિચાર રાખે છે. તેમણે ભાષાનું લક્ષણ એમ બાંધ્યું છે કે ‘ વાણીથી યા લિપિથી (વર્ણ અંક ચિહ્ન વા ચિત્રથી) વિચારાત્મક વચન, તથા ઇંગિતથી—ચેષ્ટાથી—અથવા નટન નામ કોઈ અભિપ્રાયસૂચક અનુકરણથી વિચાર પ્રતીત થાય તે ભાષા. તેનું વિચાર

૧. જુઓ ‘પૂર્વાલાપ’ (૧૯૪૮), પૃ. ૧૨૪.

એ અંતર્ અંગ છે અને વચનાદિ બહિર્ અંગ છે. ભાષા એ (૧) અંતઃકરણ (નામ માનસ) સૃષ્ટિ અથવા અંતર્ જગત્, તથા (૨) ઈશ્વરસૃષ્ટિ અથવા બહિર્ જગત્, એ ઉભયની પ્રતિમા છે.' તેમનો ઉદ્દેશ ગૂજરાતીમાં સંસ્કૃતપ્રાય શબ્દરચના શબ્દયોજના શબ્દરૂપ આદિ થઈ શકે કે નહિ ને થાય તો કેટલે અંશે સંસ્કૃતની નિકટ રાખી શકાય એ વિચારનો નિર્ણય કરવાનો છે. ઉદાહરણ જોઈએ તો, બુદ્ધિને વિમલ એવું વિશેષણ લગાડતાં વિમલા કહેવી કે નહિ; અનુમન્ એ ધાતુને ગુજરાતીમાં લાવતાં અનુમાનવું, અનુમાન્યું એમ રૂપ કરવાં કે નહિ; એ આદિ વિચાર કરવાનો છે. એટલું જ નથી પણ આવા રૂપપરિવર્તનમાં સંસ્કૃતથી ગૂજરાતી થતાં કેવા નિયમ ઉદ્ભવે છે, તેનું પણ દર્શન કરાવવાનું છે. આ વિષય કોઈ પણ લેખક આ પત્ર દ્વારા ચર્ચે એવા ઉદ્દેશથી અત્ર આટલી સૂચના કરી છે, ચર્ચા-પત્રને સ્થલ આપવામાં આવશે.

આ સાક્ષર તે કોણ એ કળાવું મુશ્કેલ છે. (કદાચ મનઃસુખરામ હોય.) આ જાહેરાતને પરિણામે કોઈનાં ચર્ચાપત્ર આવ્યાં નથી. આ અરસામાં મણિલાલને હરગોવનદાસ કાંટાવાળા સાથે ભાષાની બાબતમાં મતભેદ ઊભો થયો હતો અને હરગોવનદાસે આ પ્રકારની જાહેરાત કરેલી તેની સામે આ જાહેરાત કરી જણાય છે.

સપ્ટેંબર, ૧૮૯૨

**પ્રેમમંત્ર :** 'અનુભવોર્મિ' નામથી 'આત્મનિમજ્જન'માં પ્રગટ થયું છે. 'ખતમ અય્ દર્દે દિલ થે જો' એ ગઝલ 'કૃપાયોર્મિ' નામથી 'આત્મનિમજ્જન'માં પ્રગટ થયેલી છે. આ કાવ્યની અનેક પંક્તિઓ મણિલાલે

પાછળથી સુધારી છે.[1]

**સ્નેહશંકા :** કાન્તનું આ કાવ્ય સૌપ્રથમ અહીં પ્રગટ થયેલું.[2]

[છઠ્ઠા વર્ષનો ચાંદ 'અવલોકન' અથવા 'ઉત્તરરામચરિત અને શાકુન્તલ'ની તુલના કરી વિવેચન લખનાર રા. રા. જીવનરામ લક્ષ્મીરામ (જટિલ)ને ઘણા ગ્રાહકોના અનુમતથી આપવામાં આવેલો છે એવી છેલ્લે જાહેરાત છે.]

ઑક્ટોબર, ૧૮૯૨

['એની બેસન્ટ અને થીઓસોફી' વિશેનો વધારો આ અંકની સાથે બહાર પાડવામાં આવ્યો હતો. તેમાં થિયોસોફીના સિદ્ધાન્ત અને એની બિસાન્ટના ચરિત્રનો પરિચય કરાવ્યો છે.]

**સાહિત્ય :** 'યારી મસ્તોની' એ ગઝલ 'આનંદોર્મિ' શીર્ષકથી 'આત્મનિમજ્જન'માં પ્રગટ થાય છે. માશૂકના પ્રેમમાં મસ્ત લોકોના મિજાજનું આ સુંદર ભાવવાહી ગઝલમાં નિરૂપણ છે.

**ઉપાલંભ :** આ કાવ્ય કાન્તનું છે.[3]

**દિલ–દગ્ધને :** એ ગઝલની છેલ્લી બે પંક્તિઓ જુઓ :

બની સાકી ભરી સાગર પિવાડે પ્રેમ આસવ તો;
રામેશ્વર રહે રાજી ગલે બાંહી લગાડે તું.

કવિ કોણ તે કળાતું નથી. 'સાગર' શબ્દનો ઉલ્લેખ

---

૧ વિગતો માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૬૬-૩૬૭.
૨. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૯૬.
૩. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૧૦૭.

આવે છે પણ તે કવિ સાગર હોઈ શકે નહિ. તેમની લેખનપ્રવૃતિ તો ૧૯૦૧ થી શરૂ થઈ હતી.

**ત્રણ સ્વપ્ન :** બે હપ્તે લખેલો આ લેખ સ્ત્રીકેળવણી પર ટીકા સમાન છે. તેના અજ્ઞાત લેખકે અંગ્રેજી શબ્દ 'યુનિવર્સિટી' માટે 'વિદ્યાનિકષ સમાજ' શબ્દ વાપર્યો છે.

**સસપર્ણ મનુષ્ય :** આખું વર્ષ આ લેખમાળા ચાલે છે. મનુષ્યના સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહની વિસ્તારથી મીમાંસા કરેલી છે. લેખક અજ્ઞાત.

નવેમ્બર, ૧૮૯૨

**જામે ઇશ્ક :** આ ગઝલ પછીથી 'આત્મનિમજ્જન'માં 'સિદ્ધાન્તોર્મિ' તરીકે પ્રગટ થાય છે. તેમાં અનેક પાઠફેર માલૂમ પડે છે.[1]

**પ્રેમમસ્ત :** આ ગઝલ કલાપીની નથી પણ તેની અસરથી કોઈ શિખાઉ કવિએ લખેલી જણાય છે.

**ફકીરી હાલ :** કલાપીએ મણિલાલને પોતાની છબી મોકલીને તેમના શિષ્યવર્ગમાં પોતાને બેસાડવાની વિનંતી કરતો પત્ર લખ્યો હતો તેની સાથે 'ફકીરી હાલ' ગઝલ મોકલી હતી. કલાપીની કાવ્યકળીને પ્રથમ પ્રકાશમાં લાવવાનું માન આમ મણિલાલને ફાળે જાય છે.[2]

---

૧. વિગતો માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૯૮–૩૯૯ અને ૩૫.

૨. જુઓ 'કેકારવ' (૪થી આવૃત્તિ), પૃ. ૧, લખાયા તા. ૧૫–૧૦–૧૮૯૨.

**સખા પ્રતિ ઉક્તિ** : કાન્તનું પ્રો. બળવંતરાય ઠાકોરને ઉદ્દેશીને લખાયેલું જાણીતું કાવ્ય પ્રથમ અહીં પ્રગટ થયું હતું.[1]

ડિસેમ્બર, ૧૮૯૨

**ઇશ્ક હકીકી** : આ ગઝલ 'આત્મનિમજ્જન'માં 'સ્વરૂપોર્મિ' નામથી પ્રગટ થયેલી. આનાં પણ પાઠાંતરો ઘણાં છે.[2]

**હૃદયકમલની જૂઠી આશા** : કલાપીની આ કૃતિ 'ફકીરી હાલ' પછી વીસ દિવસે લખાયેલી છે.[3]

**કૉમ્ટ દર્શન** : વિખ્યાત ફ્રેન્ચ વિચારક કૉમ્ટના 'પોઝીટીવ પોલિટી' નામક ગ્રંથની મણિલાલના 'નારી-પ્રતિષ્ઠા' લેખ પર અસર છે. અહીં કૉમ્ટની 'પોઝીટીવ ફિલોસોફી' વિશે લખ્યું છે. ત્રણ હપ્તે લેખ લખાયેલો છે. લેખક કદાચ આનંદશંકર હોય. તેમણે આ જ વિષયની ચર્ચા પોતાના નારીપ્રતિષ્ઠાની ઐતિહાસિક ચર્ચાવિષયક લેખમાં કરેલી છે.[4]

જાન્યુઆરી, ૧૮૯૩

**સાહિત્ય** : એક ગઝલ અને વસંતતિલકામાં લખેલાં બન્ને કાવ્યોના કવિ અજ્ઞાત જણાય છે.

---

૧. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૭૯.
૨. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૪૦૦.
૩. જુઓ 'કેકારવ' (ચોથી આવૃત્તિ), પૃ. ૨.
૪. જુઓ 'દિગ્દર્શન', પૃ. ૧૦૯

**સ્ત્રીપુરુષના હકની તકરાર** : મણિલાલના મતનું સમર્થન કરતો અને 'સુધારા'નો વિરોધ કરતો વિવાદાત્મક લેખ. લેખકે તેનું ચોપાનિયું પણ પ્રગટ કર્યું હતું.

**એક આવશ્યક સ્પષ્ટીકરણ** : મણિલાલે પ્રાચીન અને નવીન એ બેમાંથી પોતે પ્રાચીન અને નવીનનો સમન્વય કરનાર છે, એવો ખુલાસો કર્યો છે. [૧]

ફેબ્રુઆરી, ૧૮૯૩

**એક સ્વપ્ન** : એ જ નામથી 'આત્મનિમજ્જન'માં લેવાયું છે. અભેદના સ્વપ્નનું અને તેની વાસ્તવિક અનુભૂતિનું બયાન. [૨]

**ચીકાગો પ્રદર્શન** : ચીકાગોમાં ભરાનાર પ્રદર્શન અને સ્વધર્મ સમાજ અંગે માહિતી આપતી નોંધ.

**ગ્રંથાવલોકન** : સ્વ. કે. હ ધ્રુવે 'અમરુશતક'નું સટીક ભાષાંતર કરેલું, તેનું વિસ્તૃત અવલોકન મણિલાલે કરેલું છે. [૩]

માર્ચ, ૧૮૯૩

**સાહિત્ય** : 'ગુલાબ' અને 'શાંત મૂર્તિ' બન્ને કાવ્ય કોઈક અજ્ઞાત કવિનાં છે. એમાં 'ગુલાબ'ની પદ્યરચના સારી.

---

૧. જુઓ 'મ. વિ. ધા.', પૃ. ૨૬૪.
૨. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૬૯–૩૭૨.
૩. જુઓ 'મ. વિ ધા.', પૃ. ૩૮૩.

**પુરાણભાવના** : અગાઉ આવી ગયેલ ‘બંધન’ લેખના લેખકે આ લેખ બે હપ્તે લખેલો છે. તેમાં મણિલાલની તથા આનંદશંકરની પુરાણોનું રહસ્યદર્શન કરાવવાની પદ્ધતિની છાપ વરતાય છે.

**સિદ્ધપુરમાં સોમયજ્ઞ** : મણિલાલની શાસ્ત્રાર્થ કરવાની શક્તિનો સુંદર નમૂનો. ‘સુદર્શન ગદ્યાવલી’માં છે.

**ગ્રંથાવલોકન** : આમાં ‘બંદગી, ગાયન અને માથ’ નામના, અગાઉ ‘પારસીઓમાં નીતિનું ધોરણ’ એ વિષય પર જેમણે પુસ્તક લખ્યાનો ઉલ્લેખ આવી ગયો,[1] તે નસરવાનજી ફરામજી બીલીમોરિયાના પુસ્તકનું અવલોકન ધ્યાન ખેંચે છે.

થોડીક લીટીઓ જોઈએ:

પ્રાર્થના, સંગીત અને તેમનો શો સંબંધ છે એ વિષયનો વિચાર પ્રસ્તુત છે અને લેખકે તે વિષે યથાર્થ રહસ્ય પ્રાપ્ત કરી પ્રસિદ્ધ કર્યું છે, જેથી પ્રાર્થનાસમાજની પ્રાર્થનાઓને પોતાનો ધર્મ ગણી નિત્ય ગાવામાં કૃતકૃત્યતા માનના લોકોને જે લાભહાનિ છે તે સમજવામાં આ લેખ બહુ મનન કરવા યોગ્ય છે. આજકાલ ક્રીશ્રીઅન ધર્મના સંસર્ગને લેઈને ગાયનરૂપે પ્રાર્થનાઓ ગાવાનો પ્રચાર આપણામાંના કેટલાક લોકે ચલાવ્યો છે; પ્રાચીન મંત્ર આદિના પણ અર્થ ન ભણવામાં આવે તો શી હાનિ છે એવો પણ તે લોકનો પ્રવાદ છે. પરંતુ અમુક સ્વરોને અમુક તત્ત્વો સાથે જે સંબંધ છે અને તેથી અમુક સ્વિરયુક્ત અમુક રાગ ઉચ્ચારાતાં જે જે મ્હોટી અસરો ગુપ્ત રીતે તુરતાતુરત

૧. જુઓ નવેંબર, ૧૮૯૧ના અંક વિશેની નોંધ.

ઉપજી આવે છે, ને કાયમ રહે છે, તેનો વિવેક સમજ્યા વિનાની આ બધી વિતંડા છે એમ આ લેખકે યોગ્ય રીતે પ્રતિપાદન કર્યું છે.

એપ્રિલ, ૧૮૯૩

**સાહિત્ય** : 'મધુકરની વિજ્ઞપ્તિ' અને 'તારામૈત્રક' કલાપીનાં કાવ્ય છે.[1] 'સર્વ હું' લાગણીવેડા પ્રગટ કરતું જોડકણા જેવું છે. 'ચંદ્રાન્યોક્તિ' એ શ્લોક પણ સામાન્ય કોટીનો છે. કાન્ત કે કલાપી કે બાળાશંકર જેવાની રચનાઓને બાદ કરીએ તો, 'સુદર્શન'માં 'મળેલું' સંજ્ઞાથી પ્રગટ થતાં કાવ્યોનું ધોરણ નીચું હતું એમ લાગ્યા વિના રહેતું નથી.

મે, ૧૮૯૩

**સાહિત્ય** : 'સ્થાનપ્રણુતિ—તજ્જન્ય આનંદ' એ નામનું શાર્દૂલવિક્રીડિત છંદમાં ૧૬ શ્લોકનું, ગૂઢ રહસ્ય-બોધ લક્ષતું કાવ્ય. કર્તા અજ્ઞાત છે.

**પ્રથમ રામાયણ કે મહાભારત ?** : રામાયણને મહાભારત કરતાં પ્રાચીન ઠેરવતો સ્વધર્માભિમાની ભાવવાળો વિવેચનાત્મક લેખ. મણિલાલના કોઈક શિષ્ય (માનશંકર પી. મહેતા ?) નું કર્તૃત્વ સંભવિત છે.

જૂન, ૧૮૯૩

**સાહિત્ય** : 'ઠગારો સ્નેહ' અને 'પ્રેમશંકા' કલાપીનાં છે.[2] 'ફટકયો ભટકું' એ એવું જ કોઈક બીજા કવિનું આત્મલક્ષી ઊર્મિપ્રધાન કાવ્ય છે.

---

૧. જુઓ 'કેકારવ' (ચોથી આવૃત્તિ), પૃ. ૧ તથા ૪.
૨ જુઓ 'કેકારવ' પૃ. ૭-૮.

**સિદ્ધપુરમાં સોમયજ્ઞ** : એ વિષય પર ચર્ચાપત્ર. મણિલાલે વેદમાં વિહિત યજ્ઞક્રિયાને અહિંસક ઠરાવીને શાસ્ત્રનું સમર્થન કરેલું. તેની વિરુદ્ધ ચર્ચાપત્રો આવેલાં. તેના જવાબમાં મણિલાલ પુનઃ પોતાનું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કરે છે અને કહે છે કે "જ્ઞાનપક્ષથી જોતાં યજ્ઞાદિક વ્યર્થ છે, તે કોટિમાં રહીને હું પણ યજ્ઞકર્મઅને તદંગભૂત હિંસાને અનિષ્ટ અને અરુચિકર માનું છું. પણ તે નિર્મૂલ છે, અગર કોઈ પુરુષ જ્ઞાનને ન ગણતાં તેમાં પ્રવૃત્ત થાય તો તે વેદબાહ્ય વિધિ કરે છે, એમ કહેવાનો આધાર હજી મને મળ્યો નથી." "તેમાં કોઈ રીતે સિદ્ધપુરવાળા યજ્ઞની સ્તુતિ કે નિંદા કરશે આશય હતો જ નહીં" એવો છેવટે ખુલાસો કરવો પડે છે.

**ગ્રંથાવલોકન** : રણછોડભાઈ ઉદયરામકૃત 'નાટ્યપ્રકાશ'નું અવલોકન 'સુદર્શન ગદ્યાવલી'માં પ્રસિદ્ધ થયેલું છે. ડૉ. હરિ હર્ષદ ધ્રુવે લખેલાં 'વેદિક ક્રોનોલોજી' અને 'ધી ડૉન ઓફ ઇન્ડિયન ફિલોસોફી' એ બે અંગ્રેજી પુસ્તકોનું અવલોકન પણ અહીં કર્યું છે.

જુલાઈ, ૧૮૯૩

**સતી સંન્યાસિની** : પૃથ્વી છંદમાં લખેલું આ કાવ્ય કોનું હશે?

**લેજીસ્લેટીવ કાઉન્સીલ** : પ્રથમપહેલો ૧૮૯૨નો ઇન્ડિયન કાઉન્સીલ્સ ઍક્ટ ઇગ્લૅંડની પાર્લામેન્ટમાં પસાર

થયો તેના ફલરૂપે ભારતમાં લેજીસ્લેટીવ કાઉન્સીલની ચૂંટણી થઈ તેને વિશે ચાલતાં લાગવગ યુક્તિપ્રયુક્તિની ટીકા કરવા સાથે 'આવો અલ્પ અને મંદ આરંભ પણ શુભ ઉપજાવે' એવી આશા દર્શાવે છે. 'સુદર્શન ગદ્યાવલી'માં છે.

ઓગસ્ટ, ૧૮૯૩

**સાહિત્ય** : અંગ્રેજ કવિ ટોમસ મૂરના એક કાવ્ય ઉપરથી 'ચંચલ પ્રેમ' નામનું કાવ્ય કલાપીનું છે. તે પાછળથી 'કેકારવ'માં 'ચંચલ પ્રેમસુખ' એ શીર્ષકથી છપાયું છે.[૧]

સપ્ટેંબર, ૧૮૯૩

**સાહિત્ય** : અંગ્રેજ કવિ કીટ્સના 'હેપી ઇન્સેન્સી-બીલીટી' એ કાવ્યનો શિખરિણી છંદમાં કલાપીએ કરેલો અનુવાદ. શૈલી પ્રૌઢ છે. મૂળ શીર્ષક 'સુખી અજ્ઞાન' 'કેકારવ'ના પરિશિષ્ટમાં 'સુખમય અજ્ઞાન' છે.[૨]

**પ્રાણાયામ અને સખત અંગકસરત** : આને વિશે નીચે મુજબ તંત્રીનોંધ છે :

આ આર્ટિકલ 'બુદ્ધિપ્રકાશમાં મોકલેલો તે તેના તંત્રીઓએ કેટલાંક કારણસર લીધો નહિ તે ઉપરથી અમારી પાસે આવતાં પ્રસિદ્ધ કર્યો છે. જાહેર ચોપાનિયાં કાઢીને બુદ્ધિનો પ્રકાશ કરનારે બુદ્ધિને અમુક મર્યાદા બાંધી બેસવી એ બહુ લજ્જાસ્પદ છે.

'Nature's Finer Forces' એ પુસ્તકના આધારે

૧. જુઓ 'કેકારવ,' પૃ. ૧૪.
૨. જુઓ 'કેકારવ' (ચોથી આવૃત્તિ), પરિશિષ્ટ, પૃ ૧૫૯.

લખનારે એક નાનકડી નોંધ લખી છે કે પ્રાણાયામ અને અંગકસરત બન્નેથી શરીરમાં પરસેવો વળી ગરમી પેદા થાય છે. પણ બેમાં પ્રાણાયામ વધારે ફાયદાકારક છે, કેમ કે—

શ્વાસ અંદર ખેંચતી વખતે એટલે પૂરક કરતી વખતે ઘણી સંબાઈવાળાં તત્ત્વો-પૃથ્વી અને જળ-એ શરીરમાં દાખલ થાય છે. અને કુંભક વખતે એ તત્ત્વોની અસર શરીરમાં રહેવાથી શરીર તથા મન દૃઢ થાય છે, અને ચિત્તની એકાગ્રતા વધે છે. પૃથ્વી તત્ત્વ એ શરીરને આનંદમાં રાખનારાવાળું છે, અને જળ તત્ત્વ એ સર્વ પ્રકારે મનની તબીએત સારી રાખે છે. પણ સખત અંગકસરત વખતે સુષુમ્ણા નાડી ચાલે છે, એ શરીર અને મન બન્નેની તબીઅત માટે સારી નથી."

**ગ્રંથાવલોકન** : 'સુમનસુંદરી' નામની 'કલ્પિત વાર્તા'નું અવલોકન. 'સુદર્શન ગદ્યાવલી'માં છે.

**પ્રાસંગિક વિચાર** : આ વિભાગમાં તંત્રીએ મુંબઈમાં થયેલા પહેલવહેલા હિંદુ–મુસ્લિમ તોફાનની નોંધ લીધી છે, અને તેનું "મુસલમાન કોમના તેમ હિંદુ કોમના હલકી પંક્તિના લોકોના અજ્ઞાનથી આ તોફાન થયું છે" એવું નિદાન કાઢે છે. "અને સરકાર વારંવાર મુસલમાનોને પછાત રહેલી કોમ તરીકે આગળ કરવાના પ્રયત્નો કરે છે તેમાંથી તે લોકોની ઝનુન વધારે તેજ થઈ હોય એમ લાગે છે" એવું પણ કહે છે.

પંડિતા રમાબાઈવાળા શારદા સદનમાં જતી બાલાઓને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવામાં આવે છે એવા સમાચારથી સૌને ચેતવણી આપતાં મણિલાલ કહે છે કે "આપણા ધર્મની કેળવણી જેમ જલદીથી શાળાઓમાં

દાખલ થાય તેમ બહુ લાભ છે.”

માધવદાસ રૂઘનાથદાસ વિશેની નોંધ તેમનું વિધવા-વિવાહ વિશેનું વલણ સ્પષ્ટ કરે છે:

પુનર્વિવાહ કરવાને ઉત્સુક વિધવાઓના પ્રથમથી આજ સુધીના ઇષ્ટમિત્ર, અને પોતાની જાતના દાખલાથી મ્હોટો ભોગ આપી, એવી વાસનાવાળાં સ્ત્રીપુરુષોને સન્માર્ગમાં રાખવાનો યત્ન કરનાર આ પુરુષના પુત્રનાં લગ્ન જ્ઞાતિસ્થ એવા કોઈ ગૃહસ્થની કન્યા સાથે થયાં જાણી અમને સંતોષ થાય છે. પરંતુ મી. માધવદાસને વધારે ઉચિત એ હતું કે તેમણે જે માર્ગ સ્થાપ્યો છે તેમાં ભળેલા ભિન્ન ભિન્ન જ્ઞાતિવાળાં લોકો, જથો ન હોવાથી જે દુઃખ વેઠે છે, તે ટાળવાનો કાંઈક યોગ કરવો હતો; અને આ લગ્ન જ્ઞાતિસ્થ પુરુષને ત્યાં, યશ લેવામાત્રના લોભથી દોરાઈને કરવા કરતાં, એ હેતુ પાર પાડવાની કોઈ રીતિએ કરવાં હતાં.

[ પછીના વર્ષમાં નિશ્ચલદાસજી કૃત ‘વૃત્તિપ્રભાકર’નું ભાષાંતર આપવાની જાહેરાત છે. ]

ઑક્ટોબર, ૧૮૯૩

[ ‘વૃત્તિપ્રભાકર’નું ભાષાંતર વધારા તરીકે આપવામાં આવે છે. ]

**સાહિત્ય :** ‘પ્રેમ’ એ નામનું કાવ્ય ‘આત્મનિમજ્જન’માં ‘પ્રેમાગ્નિ’ શીર્ષકથી પ્રગટ થયેલ છે.[1]

**અનુભવવાક્ય :** કોઈક અનુભવીનાં અઢાર ઉપદેશાત્મક અનુભવવાક્યો મૂકેલાં છે.

**પદાર્થવિજ્ઞાન :** આ વિષયનો સુંદર તત્ત્વાન્વેષી

1. જુઓ ‘આત્મનિમજ્જન’ (૧૯૫૯), પૃ. ૭૩, ૨૭૧.

લેખ. લખનાર કોણ હશે?

**વિદ્વચ્ચર્ચા :** નસરવાનજી ફરામજી બીલીમોરીયાએ 'સોમ અથવા હોમ' એ વિષય પર થિયોસોફિસ્ટ સોસાયટીમાં આપેલા વ્યાખ્યાનનો માનભર્યો ઉલ્લેખ છે. થિયોસોફીએ કરેલી સેવાને અંજલિ પણ આપી છે.

આ વિભાગમાં 'એંગ્લો ગૂજરાતી ડિક્ષનેરી' વિશે કરેલી નોંધ અગત્યની છે. તે નીચે મુજબ છે:

પ્રો. કાવસજી સંજાના અને પ્રો. રુસ્તમજી સેટનાના તંત્રીપણા નીચે આવો એક વિપુલ કોશ રચવાનું કામ ચાલે છે. અંગરેજી શબ્દોના ગૂજરાતી અર્થ આપવાનો ઉદ્દેશ છે. અને એમ સમજાય છે કે આજકાલ ગૂજરાતી ભાષામાં નવીન વિચારાદિ પાશ્ચાત્ય રીતિ પ્રમાણે દર્શાવવામાં જે વિઘ્ન નડે છે તે દૂર કરવાનો હેતુ છે આવો કોશ થયા પછી એક લાભ એ પણ થવો જોઈએ કે સર્વ વિદ્વાને એ કોશમાંના જ શબ્દો વાપરવા યત્ન કરવો, તેમ તે તે વિષયના અન્ય લેખ લખનારા વિદ્વાનોએ પણ તેને જ અનુસરવું કે પરિભાષાની એકતા સચવાવાથી વાચકવર્ગને તે વિષયનું સ્ફુટ જ્ઞાન થવામાં વાંધો આવે નહિ આવો ઘોટાળો અંગરેજી ભાષા જેવી ખેડાયેલી ભાષામાંથી પણ દૂર થઈ શક્યો નથી. Spirit, Idea, Mind ઇત્યાદિ શબ્દોના અર્થ પ્રત્યેક લેખક પોતપોતાની પદ્ધતિ પ્રમાણે કરે છે; આપણી ગૂજરાતી ભાષામાં જો આવો ઘોટાળો અટકાવવાનું સાધન મળી આવે તો આ કોશના રચનારાઓએ બહુ અગત્યનું કામ કર્યું ગણાય. હાલ આપણને ગૂજરાતી ભાષામાં કાવ્ય ને નાટકો કે વાર્તાનાં પુસ્તકોની એટલી જરૂર નથી કે જેટલી તત્ત્વશાસ્ત્ર અને ભૌતિક શાસ્ત્રના લેખોની છે. પણ તે સારુ સર્વમાન્ય પરિભાષાનો નિર્ણય થવાની પૂર્ણ અપેક્ષા છે. એ અપેક્ષા આ કોશથી સફલ થાય તે સારુ તેના તંત્રીઓ

આજ પર્યંત થયેલા તે તે શિષ્ટ શાસ્ત્રીય ગ્રંથોને પૂર્ણ રીતે વિલોકશે એમ આશા છે; નહિ તો રા. અંબાલાલે કોશમાં Circular એટલે ‘ભ્રમણપત્રિકા’ ઇત્યાદિ જે પર્યાયો આપ્યા છે તેવું થવાથી વિદ્દ્વર્ગને આદરપાત્ર થશે નહિ અને આવો મહા આયાસ વ્યર્થપ્રાય થશે. અમને પૂર્ણ આશા છે કે જે વિદ્વાનોનાં નામ સહાયવર્ગમાં લખ્યાં છે તે લક્ષપૂર્વક આવા મહત્કાર્યમાં મંડયા રહેશે તો આ કોશ કોઈ પણ વિદ્વાનની આશાને નિષ્ફળ કરે તેવો નહિ થાય. આટલી થોડી કિંમતમાં આવડો મોટો કોશ આજપર્યંત થયો નથી. અને અમે સર્વથા એ કાર્યનો પૂર્ણ વિજય ઇચ્છીએ છીએ.”

આ નોંધ ‘સુદર્શન ગદ્યાવલી’માં છે.[1] શ્રી મણિશંકર રત્નજી ભટ્ટના ‘ઇજીપ્ત’ ગ્રંથનું અવલોકન પણ તેમાં છે.

નવેંબર, ૧૮૯૩

**સાહિત્ય : ‘કટુ પ્રેમ’ કલાપીનું છે.**[2]

**પુનર્જન્મ સંબંધી થોડા વિચારો :** ‘કર્મ અને પુનર્જન્મ’ વિશે રમણભાઈ સાથે ચર્ચા ચાલેલી તેમાં મણિલાલપક્ષે મીસીસ એની બિસાન્ટના ‘રી ઇન્કાર્નેશન’ નામના પુસ્તકને આધારે લખાયેલી અને લગભગ આખું વર્ષ ચાલેલી લેખમાળા.

**અમદાવાદ પ્રોવીન્શીઅલ કોન્ફરન્સ :** અહેવાલ.[3]

---

૧ જુઓ ‘સુ. ગ.’, પૃ. ૮૮૭.

૨. જુઓ ‘કેકારવ’, પૃ. ૧૨.

૩. જુઓ ‘સુદર્શન ગદ્યાવલી’, પૃ. ૫૪૪.

**વિદ્વચ્ચર્ચા** : હાલનાં નાટકો : ધંધાદારી નાટકો વિશેનો આ લેખ 'મણિલાલની વિચારધારા'માં પણ છે.

**પર્યટન-મીમાંસા** : પરદેશગમન અંગે શાસ્ત્રોક્ત વિધિ અને તેની ચર્ચા.[1]

ડિસેંબર, ૧૮૯૩

**સાહિત્ય** : 'મદનોક્તિ' એક સંસ્કૃત શ્લોકનું ભાષાંતર છે. 'મેઘનાદ' સુંદર વ્યક્તિચિત્ર છે.

જાન્યુઆરી, ૧૮૯૪

**સાહિત્ય** : કલાપીનું 'વનમાં એક પ્રભાત' અહીં પહેલું પ્રગટ થયું છે.[2]

**અવલોકન** : 'ભવભૂતિના ઉત્તરરામચરિત સંબંધે કાલિદાસના શાકુન્તલ પક્ષે કેટલાક વિચારો' એવા ઉપશીર્ષકથી ચર્ચા કરવામાં આવી છે. લેખક અંગ્રેજી અને સંસ્કૃતનો જાણકાર છે; પરંતુ સમતોલતા જણાતી નથી.

ફેબ્રુઆરી, ૧૮૯૪

**સાહિત્ય** : સંસ્કૃતમાંથી 'પુષ્પબાણવિલાસ'નું પ્રાસાદિક ભાષાંતર.

**નિવૃત્તિમાર્ગ** : મણિલાલના અદ્વૈતસિદ્ધાંતને સમજવા માટે અતિ મહત્ત્વનો લેખ.[3]

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલી', પૃ ૩૯૨.

૨. જુઓ 'કેકારવ', પૃ. ૯.

૩. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૨.

માર્ચ, ૧૮૯૪

**સાહિત્ય** : 'વિધિને' એ કાવ્ય વસંતતિલકામાં છે. 'મસ્ત ઇશ્ક' કલાપીની ગઝલ છે.[1] ઉપરાંત અગાઉના 'પુષ્પબાણુવિલાસ'ના બાકી રહેલા શ્લોકો મૂકેલા છે.

**વિદ્વચ્ચર્ચા** : 'ભાષા અને વિચાર' નામનો ભાષાની સ્પષ્ટતા અને સરળતાની સમજૂતી આપતો લેખ છે. તેમાં 'અમરુશતક' વિશે જટિલે કરેલ વિવેચનમાંથી વાક્યો લઈને તેમાં થયેલા ભાષાના અનુચિત પ્રયોગ તરફ ધ્યાન દોર્યું છે. શૈલીમાં આનંદશંકરની છાપ કોઈ કોઈ સ્થળે જણાય છે.

એપ્રિલ, ૧૮૯૪

**સાહિત્ય** : 'જલપ્રવાસ' કાવ્ય પછીથી અનેક પાઠફેર સાથે 'ભણકારા' નામથી પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે પોતાના 'ભણકાર' કાવ્યસંગ્રહમાં મૂક્યું. 'સગર્ભામરણ' અને 'કામી' બન્ને સામાન્ય કોટીનાં કાવ્યો છે. 'કામી' કાવ્ય કલાપીનું છે. 'કેકારવ'માં તે 'કેલિસ્મરણ' શીર્ષકથી છપાયું છે.[2]

**ગ્રંથાવલોકન** : ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના 'શ્રી વાલ્મીકિ રામાયણ' અને 'શુક્રનીતિ' અને ફત્તેહચંદ લાલન કૃત 'સદ્વક્તા' અને ગોકુલલાલ પરસાદરાયે ભાષાંતર કરેલ 'પ્રિયદર્શિકા નાટિકા'નાં અવલોકનો નોંધપાત્ર છે. બધાં 'સુદર્શન ગદ્યાવલી'માં છે[3]

---

૧. જુઓ 'કેકારવ', પૃ. ૧૧.

૨. જુઓ 'કેકારવ', પૃ. ૬.

૩. જુઓ પૃ. ૮૮૮ થી ૮૯૦ અને ૮૯૨.

મે, ૧૮૯૪

**સાહિત્ય :** ટેનીસનનાં કાવ્યો પરથી રચેલાં 'પ્રેમ અને મૃત્યુ' તથા 'પ્રેમ અને શ્રદ્ધા' નામનાં કાવ્યો કલાપીનાં છે.[1]

**અમરુશતક વિશે ચર્ચા :** જટિલે 'ભપા અને વિચાર'ના લેખકને આપેલો જવાબ. તેનો પ્રત્યુત્તર મૂળ ચર્ચાપત્રીએ પાછો આપ્યો છે. જટિલનો બચાવ લૂલો જણાય છે.

જૂન, ૧૮૯૮

**સાહિત્ય :** 'કવિતા અને હાલના કવિઓ' વિશેના આ કાવ્યની કેટલીક પંક્તિઓ જોવા જેવી છે :

"અપૂર્વ કાવ્યો રચનાર ક્યાં છે? જુઓ સહસ્રે કદી એક બે છે;
બાકી બધા પૂર્વવિડંબનામાં નિમગ્ન થૈને બહુ ગર્વ ધારે.
ચંદા અને ચંદ્ર સહસ્ર રૂપે, પ્રકાશ પામ્યાં કવિના અનેકે,
પ્રાચીનતાના સુવિવર્ત ભૂરિ, અમૂલ્ય મૂળે નહીં એ સ્વરૂપ.
વિચારશક્તિ કુવિકાર પામી, અનુકૃતિમાં અનુરાગ વાધ્યો;
સાહિત્ય સાહિત્યરસે રહે છે, શૃંગાર અંગાર રૂપે દમે છે.
યતિ મતિનો બહુ ભંગ થાયે, ગણો કણોને મૂકના જ જાયે;
વૃત્તો થયાં મૃત હવે નકી રે, શૈલી ગઈ કેલિ થવા કુહસ્તે.
દૂતી નવી નિદ્રિત થૈ જ સૂતી, કાન્તો નવા શાંત પદે વિરામ્યા;
અંતર્બહિર્લાપ થયા અલોપ, પ્રહેલિકા ગુપ્ત જ ખેલિકામાં
અપહ્નુતિ નિહ્નુતિ ભોગવે છે, રવિ કવિનું સમકાર્ય ક્યાં છે?
ક્યાં કામિની ને કવિતા સમાન? ક્યાં ભરત ને સુરત નરો વિશેષ?

**ગૂજરાતના લેખકો :** લેખકોનું વર્ગીકરણ કરીને

1. જુઓ 'કેકારવ', પૃ. ૧૨, ૧૩.

દરેક વર્ગના લક્ષણો તારવી આપવાનો લેખકે આ લેખમાળામાં પ્રયત્ન કરેલો છે મણિલાલે કરેલા આ વર્ગીકરણે સારો ઊહાપોહ જગાડ્યો હતો [1]

જુલાઈ, ૧૮૯૪

સાહિત્ય 'બેનકાઈ' ગઝલ મણિલાલની પોતાની રચેલી છે 'આત્મનિમજ્જન'માં શીર્ષક નથી કાવ્ય રચાયું ૧૮૯૩ના ડિસેમ્બરમાં તેની ઉત્પત્તિનું નિમિત્ત હતું અંગત પ્રેમસંબંધ [2]

સામાજિક સુખવૃદ્ધિ જનસુખવાદની ચર્ચા કરતો આ લેખ મૂળ અંગ્રેજીને આધારે લખાયેલો છે ભાષા અને વિચારમાં પકવતા ઓછી છે

પ્રારબ્ધ અને પુરુષાર્થ મણિલાલના 'સિદ્ધાંતસાર', 'બાળવિલાસ' અને 'પ્રેમજીવન' એ ગ્રંથો વાંચીને પ્રારબ્ધ અને પુરુષાર્થમાં શું મુખ્ય તે પ્રશ્નનો નિર્ણય કરવાના પડતી મુશ્કેલીનું નિરાકરણ પોતાને લેખકે કરાવ્યું તે અહીં બતાવ્યું છે આ પ્રકારના લેખો મણિલાલની ધર્મશિક્ષક તરીકેની પ્રતિષ્ઠાનું નિદર્શન કરે છે

ઓગસ્ટ, ૧૮૯૪

સાહિત્ય 'અવશ્ય ભ્રમર' સુંદર અન્યોક્તિ છે 'વિશ્વદર્શન' બાલાનુસારી ઉપજાતિ ગરમાગીન છે 'આશીર્વાદ' કાન્તનું કાવ્ય છે [3]

---

૧ જુઓ 'મણિલાલની વિચારણા', પૃ ૩૨૬
૨ વિગતો માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯) પૃ ૩૨૧
૩ જુઓ પૂર્વાલાપ (૧૯૨૮) પૃ ૧૦૪

'અદ્ભુત સંસાર'ની છેલ્લી પંક્તિમાં હીરવિહાર શબ્દ આવે છે. તે પરથી અનુમાન થાય છે કે સ્વ. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફે આ કાવ્ય લખ્યું હશે. તેઓ મણિલાલના શિષ્ય અને સ્નેહી હતા.

**ગ્રંથાવલોકન** : ગણપતરામ અનુપરામ ત્રવાડી રચિત દરીઆ પારના દેશોની વાતોનું અવલોકન ઉલ્લેખપાત્ર ગણાય. તેમાં બાળકોને સરસ અને રમુજી શૈલીમાં ભૂગોલ અને પ્રાકૃતિક ભૂસ્થિતિની માહિતી આપલી છે.

સપ્ટેંબર, ૧૮૯૪

[આ અંકમાં ગ્રાહકોને ઉદ્દેશીને લખ્યું છે કે દસમા વર્ષથી લવાજમ ૧–૩–૦ હતું તેનું રૂા. ૨–૦–૦ કરવામાં આવે છે અને અંકની સામગ્રી અર્ધા ફર્મા જેટલી વધારી છે. ધર્મ, ગૃહ, રાજ્ય, સાહિત્ય એ ચારે વિષયમાં દરેક અંકે કાંઈ ને કાંઈ લખવાનો નિશ્ચય પણ જણાવ્યો છે ]

**સાહિત્ય** : 'કિસ્મત'. આ કાવ્ય 'કિસ્મતની દગાબાજી' શીર્ષકથી 'આત્મનિમજ્જન'માં છપાયું હતું. રચાયું તા. ૩–૯–૧૮૯૪. તેની ઉત્પત્તિનું નિમિત્ત અંગત પ્રેમસબંધ છે.[1] શેલીનાં બે કાવ્યોનો અનુવાદ 'કાલાબ્ધિ' અને 'સ્નેહસ્ફુરણ' નામથી મૂકેલ છે. લેખકનું નામ સમજાતું નથી.

**ક્ષુદ્ર લેખકો** : છ મહિના સુધી (જૂનથી ડિસેંબર ૧૮૯૪) 'સુદર્શન'માં પ્રગટ થતી રહેલી 'ગૂજરાતના

૧. વિગતો તથા પાઠાંતરો માટે જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ ૩૨૩–૨૪ તથા ૩૯૬.

લેખકો'ની લેખમાળાએ એ જમાનામા હરગોવિદદાસ કાન્ટાવાળા આદિ વડોદરાના સાહિત્યકાર મડળમા સારો ઊહાપોહ જગાડચો હતો બીજી તરફ રમણભાઈએ પણ એનો વિરોધ કર્યો હતો એ અગ્સાના 'હિતેચ્છુ' અને 'સમશેર બહાદુર' પત્રોના અકો જોવા[૧]

[વિદ્યારણ્યસ્વામીપ્રણીત 'પચદશી'નુ શ્રેષ્ઠ ગુજરાતી ભાષાંતર કરી આપનારને રૂ ૨૦૦/નુ ઇનામ આપવાની જાહેરાત આખા વર્ષ દરમ્યાન કરેની છે, અને જણાવ્યુ છે કે મનસુખરામ સૂર્યરામ, મણિલાલ નભુભાઈ અને આનદશકર બાપુભાઈની પરીક્ષકસમિતિ તે તપાસીને નિર્ણય આપશે]

ઑક્ટોબર, ૧૮૯૪

૧ **વિદાયગીરી** 'સાથે આવો તો સગપણ જાણીએ હોજી', 'અભેદોર્મિ'ના શીર્ષકથી 'આત્મનિમજ્જન'મા લીધુ છે

૨ **કરમાએલુ કુસુમ** શેલીના 'To a skylark' કાવ્ય ઉપરથી કલાપીએ લખેલુ કાવ્ય 'કેકારવ' મા 'પુષ્પ' નામથી પ્રગટ થયું છે[૨]

૩ **શિક્ષા** ગઝલ મળેલુ 'બાલ'ના 'બોધ' કાવ્યનુ અનુકરણ નબળુ કાવ્ય છે'[૩] જુઓ નીચેની પક્તિઓ

૧ ઉપરાત જુઓ 'જ્ઞાનસુધા' જુલાઈ ઑગસ્ટ અને ડિસેબર, ૧૮૯૪ (અથવા 'કવિતા અને સાહિત્ય' વૉલ્યુમ બીજુ)

૨ જુઓ 'કેકારવ' પૃ ૨૭

૩ જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯) પૃ ૪૦

પ્રિતિ બાજી રમી શીખ્યો, પરાયો માલ ના લેજે,
પચે ના તે પરાર્થની હવે તું બોધ એ લેજે.

× × × ×

વસે વાસો વિકારોનો, ભને એવું સદા સેવો,
રતિના પ્રેમથી બીજે, ખરે નીચો ગણી લેજે.

**ગૂજરાતના લેખકો :** મણિલાલે પાડેલા લેખકોના પ્રકારો વિશે ‘જ્ઞાનસુધા’એ કરેલી ચર્ચા અને તેનો પ્રત્યુત્તર.[1]

**ગ્રંથાવલોકન : વેદાન્ત વિશે ભાષણ :** જર્મનીની કીલ યુનિવર્સિટીના ફિલસૂફીના પ્રોફેસર ડાઈસને ૧૮૯૩માં હિંદુસ્તાનમાં આવીને મુંબઈની રૉયલ એસિયાટિક સો.માં વેદાન્ત વિશે વ્યાખ્યાન આપેલું; તેના વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે કરેલા ભાષાન્તરનું પ્રશંસાયુક્ત અવલોકન. જ્ઞાનમાત્રના પ્રસિદ્ધ અને ગૂઢ (exoteric અને esoteric) વિભાગ મેક્ષમૂલર ઈત્યાદિને માન્ય નથી તેનું સમર્થન ડૉ. ડાઈસને કરેલું છે તેને આગળ કરીને માયાવાદનું સમર્થન કર્યું છે.

કોંગ્રેસ વિશે ઉમળકાભરી નોંધ.

**હિંદુસ્તાનની ભૂગોળ :** માન્ચેસ્ટરની જ્યોગ્રોફિકલ સોસાયટીએ હિંદુસ્તાનની ભૂગોળ વિશે પરીક્ષા લીધેલી તેનો રિપોર્ટ હિંદુસ્તાન વિશે ઇંગ્લેંડમાં કેવું અજ્ઞાન પ્રવર્તેલું હતું તેનું દૃષ્ટાંત પૂરું પાડે છે :

હિંદુસ્તાનના લોકો કીયા ને કેટલા છે? તેનો જવાબ—

---

[1] જુઓ ‘મણિલાલની વિચારધારા’, પૃ. ૩૨૬; અને ‘જ્ઞાનસુધા’ ડિસેમ્બર, ૧૮૯૪નો અંક.

(૧) "હિંદુઓ જે કાળા છે"; (૨) હિંદુ, પારસી, જીન અને કોળી એટલા છે"; (૩) "પારસી, બરમીઝ, ઇંગ્લીશ, સીલોનીઝ."

હિંદુસ્તાનના ધર્મ વિશેઃ–

"(૧) બ્રાહ્મણ ને બાણુ બે ધર્મ છે;"

"(૨) હિંદુ ને બ્રાહ્મણ બે ધર્મ છે."

"બુદ્ધ કલકત્તા પાસે ગોઆમાં મરી ગયો."

પારસીઓ વિશે: "ઇશ્વરને ન માનનારા તે પારસી છે."

સતી વિશે: (૧) "માણસને જીવતા બાળી મૂકવાનો ધર્મ તે સતી."

(૨) "બાળલગ્ન તે સતી."

(૩) "બે નાનાં બાળકને પરણાવી સ્ત્રી મ્હોટી થાય ત્યારે બાળી મૂકવી તે સતી."

સત્તાવનનો બળવો: "ફ્રેન્ચ ને ફિરંગીઓએ અંગરેજ સામે કરેલી લડાઈ."

હિંદુસ્તાન વિશે ઇંગ્લંડમાં એ વખતે કેટલું અજ્ઞાન પ્રવર્તતું હતું એમ બતાવવા આ દાખલા આપી 'ઇન્ડિયા' પત્રનો તંત્રી કટાક્ષમાં લખે છે કે "આવા લખનારને ઇન્ડિયા ઑફિસવાળા નોકરીમાં રાખે તો ઠીક. હિંદુસ્તાન સંબંધી પાર્લામેન્ટમાં જે સવાલો પુછાય છે તેના જવાબ તૈયાર કરી આપવામાં એ માણસો સારા કામ લાગશે" આવી સ્થિતિને સુધારવા 'કૉન્ગ્રેસ' જેવા યત્નની કેટલી આવશ્યકતા છે તે કહેવાની જરૂર નથી એમ મણિલાલ નોંધે છે.

**લોકવૃત્ત** : સર્વધર્મસમાજ: એટલે કે ચીકાગોમાં

ભરાયેલી પ્રથમ વિશ્વધર્મપરિષદ અને તેના સત્તરસો પાનાંના રિપોર્ટ વિશે નોંધ કરી છે. તેમાં હિંદુસ્તાનમાંથી સ્વામી વિવેકાનંદ, વીરચંદ રાઘવજી વકીલ, પ્રો. જ્ઞાનેન્દ્ર ચક્રવર્તી, પંડિત ધર્મપાલ, પ્રો. જીવણજી મોદી અને પ્રતાપચંદ્ર મજમુદારનો ઉલ્લેખ છે. તેમાં પોતાને મળેલા નિમંત્રણનો તથા પોતે 'હિંદુઇઝમ' વિશે મોકલેલા લેખનો તથા ધર્મ સંબંધે પુછાયેલા દશ પ્રશ્નોના ઉત્તર વિશે નિર્દેશ છે. છેવટે કહે છે: "આ પુસ્તક ઉપરથી તેમ અમેરિકાના કેટલાક ગૃહસ્થોના પત્રો ઉપરથી સમજાય છે કે સ્વામી વિવેકાનંદે અમેરિકન લોકોને હિંદુ ધર્મ વિષે બહુ સારી અસર પેદા કરી છે, અને એ સ્વામીની ઉત્તમ વક્તૃત્વ-શક્તિએ ઘણાંનાં મન આકર્ષ્યાં છે."

થિયોસોફીના વાર્ષિક સંમેલન અંગે નોંધ કરતાં "આત્મભાવ વિસ્તારવો, પ્રાચીન ધર્મોનું અધ્યયન કરવું અને માણસમાં રહેલી આધ્યાત્મિક શક્તિઓનો શોધ કરવો" એને થિયોસોફીના ઉદ્દેશ તરીકે ગણાવીને એ વખતે ટિબેટમાં વસતા યોગસિદ્ધ મહાત્માઓ સાથે આ મંડળના સભ્યોને સંબંધ છે કે નહીં એ બાબત ચર્ચા ઊઠેલી. (કેમ કે એ મહાત્માઓની આજ્ઞાઓ તરીકે કેટલાક કાગળો ગણાવીને કેટલાક સભ્યો એનો પ્રચાર કરતા હતા.) આની તપાસ માટે લંડનમાં એક કમીટી નીમાયેલી, તેણે એવો નિર્ણય આપેલો કે "મહાત્માઓનું અસ્તિત્વ અને તેમની સાથેનો સંબંધ માનવો કે ન માનવો એ દરેક માણસની પોતપોતાના મનની વાત છે, થિયોસોફીમાં સભાસદ હોવા

સાથે તેને સંબંધ નથી."

"મળેલું" એ મથાળાવાળા વિષયોમાંના વિચાર માટે તંત્રી જવાબદાર નથી; તે મથાળા વિનાના વિષયો ઉપર હક તંત્રીનો છે, તેથી તે કોઈએ છાપવા–છપાવવા નહિ. એવી છેલ્લા પૂંઠા પર સૂચના છે.

નવેંબર, ૧૮૯૪

<u>વિદ્વાનોને નિમંત્રણ</u> : પૂંઠા બીજા ઉપર મણિલાલની સહીથી નીચે મુજબ વિજ્ઞપ્તિ છાપી છે :

અમેરિકાના ચીકાગો શહેરમાં જે આખી દુનીયાંના ધર્મોના પ્રતિનિધિઓનો સર્વધર્મસમાજ (પાર્લામેન્ટ ઑફ રીલીજ્યન્સ) મળ્યો હતો તેનાં અનેક ફલ થવાની આશા છે, ધર્મનિમિત્તે ચાલતો ભેદભાવ ઓછો થઈ આત્મભાવ વિસ્તરે, અને સત્યપ્રાપ્તિનાં સાધનની સરલતા થાય, એ તે સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અને તેનાં બીજ ઘણે ભાગે રોપાયાં છે. એના પ્રથમ ફલરૂપે ચીકાગોની રહીશ એક સૌભાગ્યવતી મીસીસ કેરોલાઈન ઈ. હાસ્કેલે વીશ હજાર ડોલર એટલે લગભગ ૫૦,હજાર કરતાં વધારે રૂપીઆની બક્ષીસ ચીકાગો યુનિવર્સિટીને આપી છે, અને એવી ઇચ્છા જણાવી છે કે કલકત્તા, મુંબઈ, મદ્રાસ કે હિન્દુસ્તાનના એવા જ કોઈ મ્હોટા શહેરમાં પાંચ ૭ ભાષણો યુરોપ કે અમેરિકાના કોઈ વિદ્વાને આપવાં. એવા હેતુથી કે હિંદુસ્તાનના ધર્મો અને ક્રીશ્ચીઅન ધર્મો વચ્ચે વધારે સારી સમજુત થાય, વધારે એકતા વધતી આવે, ને સર્વત્ર ભ્રાતૃભાવનો વિસ્તાર થતાં સત્યનો પ્રકાશ વધારે સતેજ થાય. એ ભાષણોનું નામ "બેરોઝ લેક્ચર્સ" એવું રાખેલું છે. રેવરંડ દાક્તર જોન હેનરી બેરોઝ ડી. ડી., જે ચીકાગો યુનિવર્સિટીમાં જુદા જુદા ધર્મોની તુલના કરવાના વિષયનાં વ્યાખ્યાન આપનાર પ્રોફેસર છે, તેમણે જ આ સર્વધર્મ–

સમાજની કલ્પના, વ્યવસ્થા, ને વિજયી પરિણામ ઉપજાવેલાં છે તેથી તેમને આવું માન યથાર્થ રીતે ઘટે છે. એ વિદ્વાન જ આ વ્યાખ્યાનોનો આરંભ કરવા નિમાયા છે, અને આવતે વર્ષે કે તે પછીને વર્ષે તેઓ હિન્દુસ્તાન તરફ આવવા ધારે છે. તે પૂર્વે તેમણે મને લખી જણાવ્યું છે કે આ હકીકતને પ્રસિદ્ધિમાં આણી, અત્રના પંડિતો તથા વિદ્વાનોને ઉક્ત હેતુ કેવી રીતે સારામાં સારા પાર પડશે તે વિષે જે કાંઈ સૂચના કરવી હોય તે કરવાને નિમંત્રણ કરવું. કોઈ પણ વિદ્વાન આ સંબંધે મને લખી જણાવશે તો ઘણી ખુશીની સાથે હું તે હકીકત ડૉ. બેરોઝને મોકલી આપીશ.

**સાહિત્ય : અશ્રુતિશ્રવણ :** પ્રો. બળવંતરાય ઠાકોરે લખેલ 'અદૃષ્ટિદર્શન' અને કાન્તે લખેલ 'અગતિગમન'નું ફિક્કું અનુકરણ છે.

> તિમિરપટમાં અંગ રાખી સુગુપ્ત
> સકલ અવની શાંતિ અંકે પ્રસુપ્ત
> નયન ઉઘડે વાય નિદ્રા વિલુપ્ત
> અહા! કાને ત્હારો અમૃતસમ મીઠો સ્વર પડે.

એ ચાર પંક્તિઓ આરંભની છે. લેખક ઓળખાતો નથી.

**પુષ્પરુદન :** કલાપીના અનુકરણમાં લખેલી ગઝલ છે. આરંભની પંક્તિઓ આ પ્રમાણે છે:

> ખરે! તું ભૃંગ ભોગી છે, વર્ષામાં વિયોગી છે;
> સંયોગી તું વસંતે થા, અહો મુજ ભૃંગ ભોગીલા!

**આકર્ષક પ્રેમ :** નાનું પણ સુંદર કાવ્ય છે:

ભ્રમર મન ભૂલે જો પદ્મની વાસ લેવા,
વ્યથિત દૂર વસેલો અન્ન આથો ફરે વા;
તદપિ સુરભિ છાંડે અબ્જ શી પેર પોતે,
અનિલ સહ ધુમાવે વાસ તેમાં રહી જે.
લગિર અસર થાતાં ભૃંગ તે પાસ આવે,
પ્રણયિ હૃદય તેનું પ્રેમ શાથી છુપાવે?
રચિત નિયમ એવો વિશ્વમાં છે નિયંતા
હૃદયપટ સદા છે સ્વચ્છ પ્રેમી જનોનાં.

**મનને શિક્ષા :** સારું બોધક કાવ્ય છે.

"મ્હારું ત્હારું મુકીને સમજ મન ! સદા ઐક્યતા વ્યાપિ વિશ્વે,
'કીધું આ મેં' કહીને મદ મહિં મન ! તું શું વૃથા ફૂલ મારે."

સાત કડીઓ છે.

**ગ્રંથાવલોકન :** બંગાળના લેખક પીઆરીચંદ્ર મીતરની 'સુરુચિ' નામની નવલકથાના અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં મોહનલાલ લલ્લુભાઈએ કરેલ ભાષાંતરની નોંધ ધ્યાનપાત્ર છે.

'બુદ્ધ અને રૂઢિની કથા' ની બીજી આવૃત્તિની પ્રશંસાત્મક નોંધ છે.

**લોકવૃત્ત :** પ્રાણવિનિમય વિશેની નીચેની નોંધ અગત્યની છે;

થીઓસાફીસ્ટ ઉપરથી માલુમ પડે છે કે યુરોપમાં હંગરીના કોઈ ગામમાં એક બાલાને કોઈ વિધાયકે પ્રાણવિનિમયથી બેશુદ્ધ કરી વિશ્વદષ્ટિ પર્યંત પહોચાડી. તે બાલાનો ભાઈ કોઈ ગામમાં ભણતો હતો ને ત્યાં બહુ માંદો થઈ ગયો હતો. તેથી તેની ખબર લાવવાની

આ વિધેયને આજ્ઞા કરવામાં આવી. બાલા વિશ્વદષ્ટિથી પોતાના ભાઈ પાસે પહોંચી પણ તે તો મરી ગયો હતો, જે જોતાં જ એક મ્હોટી ચીસ પાડી પોતે પણ શબ થઈને પડી. અનેક ઉપાયથી પણ ઊઠી નહિ. પ્રાણવિનિમયની રમત કરનાર અવિચારી જનોએ આ વાત ખૂબ લક્ષમાં લેવા જેવી છે. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદનું સમર્થન કરતાં પ્રોફેસર હક્સલીએ કહ્યું હતું કે 'ગમે તેવાં પરિણામ માનો પણ ચેતન કોઈ ઓર જ વાત છે. એને જડમાંથી ઉપજાવી શકાવાનું નથી જ.' પણ આમ કહેવાથી ડાર્વિનની મહત્તા શું ઓછી થાય છે એવો પ્રશ્ન કરીને મણિલાલ કહે છે કે "એક પરમાણુથી તે મહોટા ભવ્ય મનુષ્ય સુધી જેણે અભેદની સાંકળ જોડી આપી છે, જેણે આખાં બ્રહ્માંડનાં બ્રહ્માંડ તે સાંકળોને છેડે જોડી દીધાં છે, જેણે પ્રાચીન ધર્મપુસ્તકોના બંધનમાંથી વિચારને છોડવી અગાધ અનન્ત જીવનનું ભાન કરાવ્યું છે, જેણે સ્વતંત્ર વિચાર સ્વતંત્ર ઐક્ય અનુભવવાનો માર્ગ કર્યો છે તેના કામને નાનું કહેવાની કોની તાકાદ છે? પણ એ બધો જડનો નહિ, અનન્ત, અભેદમય, નિર્વિકાર, એકાકાર ચેતનનો વિલાસ છે એટલો જ સુધારો કરવાની નાની સરખી અપેક્ષા છે.

[પૂઠા ઉપર અગાઉના અંક જેવી જ નોંધો]

## ડિસેંબર, ૧૮૯૮

### [ પૂઠા ઉપર 'વિદ્વાનોને નિમંત્રણ' ]

### વર્ષાનિશાએ વિરહિણી : (મળેલું)

ચક્ષુથી પડતી જ ધાર જળની તેવી નભેથી પડે,
છાઈ છે મુખ શ્યામતા, ગગનમાં તેવી જ દષ્ટે પડે;
ઉચ્ચે : હું વદી ઉઠું છું સ્વપ્નમાં એવો સુણાયે સ્વર,
લાગે છે નભ ભામિની દુઃખી હશે વિયોગથી હું સમ.

સાત શ્લોકનું કાવ્ય છે.

**ગૂજરાતના લેખકો** : આ હપ્તામાં 'હિંદુસ્તાન' પત્રમાં "ગુજરાતના લેખકો વિરુદ્ધ સુદર્શન" એ મથાળાથી આવેલી ટીકાનો સુદર્શનના એક વાંચનારે તથા 'ગુજરાતી'માં આવેલ ચર્ચાનો 'સત્યને ચાહનારે' આપેલ જવાબ છપાયો છે.'

**ગ્રંથાવલોકન** : છોટાલાલ નરભેરામ ભટ્ટકૃત 'રસશાસ્ત્ર'નું વિગતે અવલોકન કરીને કાવ્યસ્વરૂપ, શબ્દશકિત, રસસ્વરૂપ આદિ પરત્વે લેખકે કરેલી ભૂલો બતાવી છે.

**અભ્યાસ** : આ અગત્યની લેખમાળામાં સામાન્ય જનસમાજને ધર્મનો વ્યવહારમાં ઉપયોગ કરવાની સરલ પદ્ધતિથી ઉપદેશ આપેલો છે. આ લેખમાળા દ્વારા તેમણે ધર્મતત્ત્વની સાચી સમજ આપવાનું મોટું કાર્ય કર્યું છે. [1]

**લોકવૃત્ત** : અમેરિકામાં સ્વામી વિવેકાનંદે હિંદુઓ વિશે પ્રચલિત ભ્રમનુ નિરસન કરેલું તેનો ઉલ્લેખ ધ્યાન ખેંચે છે નોંધ વાંચવા જેવી છે:

ક્રીશ્ચીઅન પાદરીઓ અમેરીકાના લોકોને એમ જ શીખવવા યત્ન કરે છે કે હિંદુઓ તો કોઈ મહા અજ્ઞાની અંધ અને જંગલી લોકો છે, તેમનો ઉદ્ધાર કરવા પૈસા આપવા એ ધર્મકૃત્ય છે. એ અર્થે શાલામાં ચાલતી કેટલીક ચોપડીઓમાં હિંદુ માતાઓ પોતાનાં બાળકોને ગંગાજીમાં મગરોને ખાવા નાખી દે છે એવી છબીઓ ચીતરેલી હોય છે; મહોટા રથની નીચે કરોડો હિંદુઓ કચરાય છે એવું ચીતરેલું હોય છે; હિંદુ પોતાની પત્નીને બાંધીને બાળી મૂકે છે અને તેના જીવને ભૂત બનાવી પોતાના દુશ્મનોને દુ:ખ દેવા માટે તાબે રાખે છે

૧. જુઓ 'મણિલાલના ત્રણ લેખો', ઉપોદ્ઘાત

એવાં ચિત્ર કાઢેલાં હોય છે. આ બધાનો શો અર્થ છે ? એક ઉપદેશકે તો એટલે સુધી કહ્યાનું મેં વાંચ્યું છે કે હિંદુસ્તાનમાં પ્રત્યેક ગામમાં નાનાં છોકરાંનાં હાડકાં ભરી મૂકવાનો એક ખાડો હોય છે.

આવા અજ્ઞાન લોકોને ઉદ્ધારવા ક્રીશ્રીઅનો અહીં આવે છે!!"

જાન્યુઆરી, ૧૯૯૫

**નિરંજનાત્મા** : પ્રૌઢ સંસ્કૃતમય શૈલીનું તત્ત્વ-મૂલક કાવ્ય.

**માધુર્ય** : પ્રમાણુમાં કાચું અને લઘુગુરુની અઘટિત છૂટ વાળું કાવ્ય. બન્ને કાવ્યો 'મળેલાં' છે.

**ગ્રંથાવલોકન** : ત્રિભુવન પ્રેમશંકર ત્રિવેદીકૃત 'વિભાવરીસ્વપ્ન'નું, ટૂંકું ગુણદર્શી અવલોકન કરતાં મણિલાલ નોંધે છે કે "જ્યારે પ્યારા અને પ્યારીની કવિતાઓને જ પ્રેમ કહેવાનો વહીવટ પડી ગયો છે, કવિઓએ કવિતાનું ઉચ્ચ સ્વરૂપ સમજ્યા વિના સ્થૂલ ભાવમાં તેને છિન્નભિન્ન કરી નાખીને પણ પોતાને કવિ કહેવરાવવામાં માન માનવા માંડ્યું છે," ત્યારે આવો એક માર્મિક, આશાજનક અને કાવ્યસ્વરૂપને અતિસમીપ એવો ઉદ્ગાર જોઈ મન કાંઈક આશ્વાસના પામે છે"

**પ્રારબ્ધ અને પુરુષાર્થ** : શાંકર વેદાન્તની ભૂમિકા પર કરેલી આ વિષયની ચર્ચા કરનાર માનશંકર પી. મહેતા હોય તેમ સંસ્કૃતપ્રચુર ભાષા ઉપરથી લાગે છે.

ફેબ્રુઆરી, ૧૮૯૫

**મરણશીલ પ્રેમી** : કલાપીનું કાવ્ય.[1]

**રસેચ્છા** : કલાપીનું શૈલીના એક કાવ્ય પરથી લખાયેલું કાવ્ય.[2]

**તુષાર** : એ જ અરસાનું કલાપીનું કાવ્ય.[3]

**અનાદિ સાંત એટલે શું ?** : એક પૃચ્છકે ભૂમિતિની લીટીનું દૃષ્ટાંત આપીને અનાદિ સાંત એટલે શું ?–એવો પ્રશ્ન કર્યો છે તેનો જવાબ આપતાં 'સુદર્શન'ના તંત્રીએ યુક્તિ-પુરઃસર ચૈતન્ય અને જડનો સંબંધ સમજાવતાં પ્રતિપાદન કર્યું છે કે જડ જેવી વસ્તુ જ નથી.

**લોકવૃત્ત** : ઋગ્વેદના કાલ વિશેની 'લોકમિત્ર'માંથી ઉદ્ધૃત નીચેની માહિતી ધ્યાન ખેંચે છે:

હેર ગીનઝેલ નામે કોઈ જરમન વિદ્વાન ઋગ્વેદનો અભ્યાસ કરવા ઉપર લાગ્યો છે. તે કહે છે કે ઋગ્વેદમાં ત્રણ સૂર્યગ્રહણો લખેલાં છે ને જ્યોતિષ શાસ્ત્ર અનુસાર ગણના કરતાં ઈસીસન પૂર્વે ૧૨૫૦ અને ૧૩૮૬ની વચ્ચે લાહોરમાં જે ત્રણ સૂર્યગ્રહણ દેખાયાં હોવાં જોઈએ તે ત્રણ ગ્રહણો તે જ ઋગ્વેદમાં કહેલાં છે તે છે. એટલે ઋગ્વેદનો કાલ એ સમયમાં ઠરવા જાય છે.

માર્ચ, ૧૮૯૫

**નિવાપાંજલિ** : એક લઘુ ભ્રાતાએ જ્યેષ્ઠ ભ્રાતાના મૃત્યુ પ્રસંગે અંજલિ આપતાં લખેલું કાવ્ય.

૧. જુઓ 'કેકારવ', પૃ. ૧૮.
૨. જુઓ 'કેકારવ', પૃ. ૨૩.
૩. જુઓ 'કેકારવ', પૃ. ૨૪.

**વૈરાગ્ય :** વૈરાગ્ય વિશેના દસ છૂટક બોધક મુક્તકો. પાંચ શાર્દૂલવિક્રીડિત અને પાંચ શિખરિણી છંદમાં છે.

**ભ્રમિત કાગ :** સુંદર અન્યોક્તિ છે. ત્રણેના લેખક અજ્ઞાત છે.

**પિંગલ અને સંગીત :** આ વિશે એક વાચકે દસ પ્રશ્નો પૂછ્યા છે તે નીચે મુજબ છેઃ—

(૧) પિંગળ અને સંગીતના કાયદામાં એકસરખાપણું નથી? અને જો હોય તો કેવી રીતે અને કયા પુસ્તકના આધારે?

(૨) પિંગળના કાયદાથી રચાએલી કવિતાને શું કહીશું?

(૩) કવિતા કલ્પના છે કે કુદરતી?

(૪) કવિતાને ગાયનમાં ગાઈએ તો સંગીત કહેવાય?

(૫) બેતબાજી તે કેવી કવિતા? ગદ્ય (Prose) કે પદ્ય (Poetry)?

(૬) સંસ્કૃત કવિતાના નિયમો ગુર્જર કાવ્યને અનુકૂળ આવે તો સંગીતને કેમ ન આવે?

(૭) પિંગળ અને સંગીતના બંધન વિશે અંગ્રેજ કવીશ્વરો શેક્સપિયર–મીલ્ટન, બાયરન, વર્ડ્ઝવર્થ, કાઉપર–કોલરીજ અને શાર્પનાં કાવ્યો શું દર્શાવે છે?

(૮) સંસ્કૃત મહાકવિ કાલિદાસ, ભવભૂતિ અને માઘ એ વિષે શું કહે છે?

(૯) પ્રાકૃત કવિ પ્રેમાનંદ–શામળ અને ગુર્જર કવિ નર્મદ એ બાબત શું લખે છે?

(૧૦) ભાષાના પ્રખ્યાત કવિ તુલસીદાસના કાવ્યમાં એ વિષે ઇશારો છે?

નરસિંહરાવ અને રમણભાઈએ આ અરસામાં જ કવિતા, છંદ અને સંગીતના સંબંધની ચર્ચા ઉપાડી હતી.

એપ્રિલ, ૧૮૯૫

**સમય :** ભૈરવીમા ગાઈ શકાય તેવી 'સમય બડો બલવાન અરેરે સમય બડો બલવાન' એ પંક્તિથી શરૂ થતી અજ્ઞાત કવિની રચના.

**સ્વીયા-સ્નેહ :** સસ્તા અનુપ્રાસમાં રાચતી વિલક્ષણ કૃતિ.

**મૃદુ કુસુમ :** 'પ્રિયતમાની એંધાણી' એ શીર્ષકથી ગ્રંથસ્થ થયું.[1]

**ગ્રંથાવલોકન :** 'ગુજરાતના 'શિષ્ટ' કવિઓ' વિશે ગોવર્ધનરામે લખેલા અંગ્રેજી પુસ્તકનું અવલોકન.

**લોકવૃત્ત :** કિસનગઢના મહારાજાએ સોમયજ્ઞ કરવાનો નિર્ણય જાહેર કરેલો. તેમાં પશુહિંસા થવાની હતી. તેથી તેનો વિરોધ ઘણા માણસોએ કર્યો હતો. અને કેટલાંક પત્રોમાં ચર્ચા ચાલી હતી. તેના અનુલક્ષમાં મણિલાલ કહે છે કે "વૈદિક કર્મમાં પશુહિંસા છે કે નથી ? એ પ્રશ્ન ઉપર સર્વનું લક્ષ વધારે ખેંચાયું છે. પણ મુદ્દાની વાત એ છે કે વૈદિક કર્મમાં પશુહિંસા ક્યારથી દાખલ થઈ, શા કારણથી અને કોના સંસર્ગથી થઈ એનો નિશ્ચય થાય તો વૈદિક અને અવૈદિક અથવા આર્ય અને અનાર્ય, કર્મનો સહજ નિર્ણય થઈ શકે."

---

૧. જુઓ 'કલાપીનો કેકારવ' પૃ ૫૦.

**આર્ય સમાજનો વેદાન્ત :** 'આર્ય પત્રિકા' નામના પત્રમાં લખે છે કે "જે માણસ શાંત ચિત્તે વિચારી જુએ તે તો જગતને માયા માને નહિ. તે જાણે છે જ કે પાપની શિક્ષા તુરત જ થાય છે. જે કર્મના સિદ્ધાન્તને માને છે, અને જેનામાં પ્રમાણિકતાનો છાંટો પણ છે તે માયાવાદને કેમ માની શકે ? આ નવો વેદાન્ત અર્વાચીન હિંદુઓએ ઉઠાવેલો છે. આર્યાવર્તની અધમ દશા એણે જ કરી છે. આળસુ અને નિરુદ્યોગી ભટકનારાઓ વધારવામાં તેણે થોડું કર્યું નથી. આ વેદાન્તને પુનઃ જીવાડયો એ હિંદુસ્તાનના ભલાને હાનિ કરવા જેવું છે." મણિલાલ આની સામે પૂછે છે કે "નવો વેદાન્ત તે શું ? ને જૂનો વેદાન્ત તે શું ? આર્યસમાજીઓએ લડવા માટે જે કલ્પેલો વેદાન્ત તેમના મગજમાં ઘૂમે છે તે 'નવો' હશે, અને જે શંકર પ્રણીત વેદાન્ત છે તે જૂનો છે એમ અમો માનીએ છીએ. અને વધારામાં એમ પણ માનીએ છીએ કે 'જૂનો' વેદાન્ત ન સમજવાથી (સમજવાથી નહિ પણ ન સમજવાથી) આ દેશની ખરાબી થઈ છે. કોઈ આર્યસમાજી ખુલાસો કરશે ?"

આર્યસમાજીનો ખુલાસો તો જોવા મળતો નથી, પરંતુ મણિલાલે આ પછી પ્રાચીન અને અર્વાચીન વેદાન્ત વિશે લેખો લખ્યા છે.[1]

**તીર્થયાત્રિક ક્લેશનિવારિણી સભા :** કાશીમાં આ નામની એક સભા સ્થપાઈ છે અને "રેલવેમાં ઠેઠ

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૧૨૮.

ભંગી વગેરેને સર્વના ભેગા ઘાલે છે તે અટકાવવા પ્રયત્ન ચલાવે છે.”

**હિંદુસ્તાનમાં ગુનાનું પ્રમાણ :** “છેવટની ગણતરી ઉપરથી જણાય છે કે ૨૭૪ યુરોપીઅન ક્રીશ્ચીઅને એક ગુનેગાર હોય છે, ૫૦૯ હાફકાસ્ટે એક ગુનેગાર હોય છે, ૭૦૯ દેશી ક્રીશ્ચીઅને એક ગુનેગાર હોય છે, ૧૩૬૧ હિંદુ બ્રાહ્મણધર્મીએ એક ગુનેગાર હોય છે, અને ૩૭૮૭ બૌદ્ધ એક ગુનેગાર હોય છે. આ ઉપરથી યુરોપીઅન ક્રીશ્ચીઅનો ઘણા ગુના કરનાર અને બૌદ્ધો ઓછામાં ઓછા કરનાર એમ નીકળે. કારણ શું હશે ?”

લોકવૃત્તના વિભાગમાં સામાન્ય રીતે તંત્રી બીજાં પત્રોમાંથી અગત્યના સમાચાર કે નોંધો મૂકે છે, પણ અહીં મણિલાલે આ હકીકતનો કોઈ આધાર આપ્યો નથી. તે પોતાની માન્યતાને અનુકૂળ હોવાથી મૂકી હશે:એમ લાગે છે.

મે, ૧૮૯૫.

**જીવિતતાત્પર્ય અને વિશ્વમોહિની :** બન્ને કાવ્યો અનુક્રમે ગઝલ અને શિખરિણીમાં છે, છતાં ધાટી એક જ કવિની જણાય છે.

**મનબુદ્ધિનું યુદ્ધ :** એ પદની છેલ્લી લીટી ‘મોહન દિલ દિલગીર થઈ ઈશ્વરને છે અપીલ કરનાર’ આ પ્રમાણે છે. તેમાં કવિનું નામ સૂચવાયેલું છે. કદાચ પદના લેખક મણિલાલના બાળમિત્ર મોહનલાલ પરસાદરાય હોય. પોતે,

બાળાશંકર અને બીજા મિત્રો કિશોરવયમાં કાવ્યના ટાંટીઆ મેળવવાની રમત રમતા હતા, તેમાં મોહનલાલ પરસાદરાયનો ઉલ્લેખ છે. મોહનલાલ તેમના હાથ નીચે પ્રાથમિક શાળાના શિક્ષક હતા.[1] અને આ કાવ્ય સામાન્ય કોટીનું છે. આ બધું જોતાં અનુમાન થાય છે કે કદાચ આ કૃતિનું કર્તૃત્વ એ મોહનલાલનું હશે.

**ગ્રંથાવલોકન** : આ વિભાગમાં શાસ્ત્રી ગણપતરાવ ગોવિંદરામે લખેલી ચારિત્રમાળાના એની બેસંટના ચરિત્રરૂપી મણકાનું અવલોકન ધ્યાનપાત્ર છે. તેનું ગુણદર્શન સ્પષ્ટ શબ્દોમાં કરાવીને અવલોકનકારે તેની ભાષા તથા પ્રેરકતાને આગળ કરીને આ ચરિત્રને આગળ કર્યું છે તે ખાસ નોંધવું જોઈએ.

**'મર્યાદ' અને 'કારભાર'** : ગૃહ અને રાજ્યના વિભાગોમાં આવતા આ બે મહત્ત્વના વિષયો પરની લેખમાળા મણિલાલે એ બન્ને ક્ષેત્રમાં પ્રવર્તતી ગેરસમજને દૂર કરવા કરેલ પ્રયત્નની દૃષ્ટિએ અગત્યની છે. 'કારભાર' ની લેખમાળા તેમણે કલાપીને માટે લખી હતી. [2]

**લોકવૃત્ત** : બીડી પીવાની ટેવ વિશે નાનકડી નોંધ છે. એમાં લખ્યું છે કે "આ ટેવનો ભોગ થઈ પડેલાઓએ અજમાવી જોવા જેવી એક વાત બહાર આવી છે કે બીડીનો ધુમાડો દેખાય નહિ તો બીડી પીવામાં સ્વાદ આવતો નથી.

---

૧. જુઓ 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ', પૃ. ૨૪, ૪૮, ૮૪.
૨. જુઓ 'મણિલાલ નભુભાઈ: સાહિત્યસાધના', પૃ. ૧૯૨.

બીડી પીનારા છતાં આંધળા થવાથી ધુમાડો ન જોઈ શકનારાઓએ થોડે વખતે, સ્વાદ ન પડવાથી, એ ટેવ છોડી દીધી છે. આ ટેવ છોડવા ઇચ્છનારે આંખો મીચીને બીડી પી જોવી જોઈએ, ને પ્રયોગ ચાલુ રાખવો જોઈએ."

પૂઠા ઉપર "વિધવાવિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર ?" શાસ્ત્રોના પુષ્કળ પ્રમાણો સહિત પ્રગટ થશે (પ્રકાશક પ્રભાકર) એવી જાહેરાત છે. પછી તે પુસ્તિકા પ્રગટ થયાનું માલૂમ પડતું નથી.

જૂન, ૧૮૯૫

**વિરહસ્મરણ :** આ કાવ્યની નીચે તેનું વિવરણ પણ મૂકેલું છે. કલાપીનું કાવ્ય છે.[1]

**મૃત્યુ :** કલાપીનું કાવ્ય છે.[2]

**ગ્રંથાવલોકન :** 'રાજર્ષિ' (લેખક નૌતમરામ ત્રિવેદી–સૂરત) પુસ્તકનું વિસ્તૃત અવલોકન ધ્યાનપાત્ર છે. તેમાં 'સનાતન હિંદુ ધર્મ'નું પ્રતિપાદન હોવા છતાં તેમાંની "અવ્યવસ્થા અને અપ્રમાણ વાતો"ની લંબાણથી ટીકા કરી છે અને ભાષા ઇત્યાદિની અશુદ્ધિ પણ બતાવી છે. અવલોકનમાં મણિલાલના નિષ્પક્ષપાત વલણની આ લેખ સાક્ષી પૂરે છે. આખો લેખ 'મણિલાલની વિચારધારા'માં છપાયો છે.[3]

૧. જુઓ 'કેકારવ', પૃ. ૪૩.

૨. જુઓ 'કેકારવ', પૃ. ૨૫.

૩. જુઓ 'મ. વિ. ધા', પૃ. ૪૨.

**લોકવૃત્ત :** થિયોસોફિકલ સોસાયટીના ઉપપ્રમુખ વીલીઅમ જજના ઉપર, પોતાના ઉપર મહાત્માઓ તરફથી કાગળો આવે છે એવો ખોટો દાવો કરે છે એવો આક્ષેપ થતાં, તેમણે થિયોસોફિકલ સોસાયટીમાંથી રાજીનામું આપીને સ્વતંત્ર થિયોસોફિકલ સોસાયટી સ્થાપી હતી, જેના પોતે પ્રમુખ થયા હતા. આની ટીકા કરતાં મણિલાલ કહે છે કે "આ એક નવો જજ–પંથ સ્થપાયો. જે આર્યો પોતાના સનાતન અદ્વૈતમાંથી અન્ય ધર્મો, તેમાંથી અન્ય સંપ્રદાયો, તેમાંથી અન્ય પંથો કેમ ઉપજ્યા તેની બરાબર કલ્પના ન કરી શકતા હોય તેમને સમજવા જેવો આ એક પ્રત્યક્ષ પ્રકાર છે."

**લોકવૃત્ત :** શિવાજીની સમાધિને બરાબર સાચવવા તથા તેના ઉપર છત્ર ચડાવી ત્યાં વાર્ષિક ઉત્સવ કરવા માટે પુનામાં ફંડ એકત્ર કરવાની હિલચાલ ચાલે છે એવા સમાચાર છે.

આ વર્ષના તેમજ પછીનાં વર્ષોના બધા અંકોનાં પૂઠાં ઉપર મણિલાલનાં સઘળાં પુસ્તકોની સંપૂર્ણ યાદી છપાય છે.

જુલાઈ, ૧૮૯૫

**વિષપાન :** આગલા અંકમાં 'વિરહસ્મરણ' આપ્યા પછી કલાપીએ આ કાવ્ય મોકલ્યું છે.[1] અંતે વિવરણ છે. 'ચંદા અને સંધ્યા' કુસુમમાળા'ની શૈલીનું કાવ્ય છે. પણ ભાષા નરસિંહરાવની નથી.

---

૧. જુઓ 'કેકારવ', પૃ. ૪૪.

**ગ્રંથાવલોકન :** ચંદ્રકાન્ત—ચંદ્રાવલી—દુઃખદર્શક નાટકનો સાભાર સ્વીકાર છે. તેના લેખક પ્રકાશકની વીગતો નથી. રણછોડભાઈના 'લલિતાદુઃખદર્શક' નાટકનું અનુકરણ હશે ?

**પર્યટન મીમાંસા સંબંધે પત્ર :** વિદેશમાં વિચરનાર પુરુષ સ્વધર્મથી રહી શકતો હોય તો પછી તેને શાસ્ત્રોક્ત વિધિથી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તની જરૂર નથી, પણ ફક્ત વિશુદ્ધિની જ જરૂર છે, એવું મંતવ્ય, અગાઉ 'સુદર્શન'માં (નવેંબર, ૧૮૯૩) આ વિષયે તંત્રીનોંધ આપી હતી,–તેની ચર્ચારૂપે પ્રગટ કરેલું છે. લેખક અજ્ઞાત છે

**લોકવૃત્ત :** નડિયાદના સુપ્રસિદ્ધ દેસાઈ હરિદાસ વિહારીદાસના અવસાનની નોંધ આર્દ્ર કલમે મણિલાલે લીધી છે. તેનાં છેલ્લાં વાક્યો જુઓ :

> એમના જવાથી એમને નામથી પણ જાણનાર એવા પ્રત્યેક જને કાંઈ ને કાંઈ ખોયું છે. કુટુંબીઓએ અનુકરણીય માહાત્મ્ય દૃષ્ટિમાંથી જતું જોયું છે, મિત્રોએ હૃદયનો વિશ્રામ અને પ્રેમનું ઉત્કૃષ્ટ આકર્ષણ ખોયું છે, રાજનીતિજ્ઞોએ ખટપટથી રહિત સીધી રાજનીતિને યશસ્વી કરી આપનાર સૂર્યને ખોયો છે, સરકારે અતિનિપુણ સહાયક ખોયો છે, લોકોએ ઉત્તમોત્તમ ચારિત્ર્યનો ભવ્ય નમૂનો ખોયો છે, જગતે સન્મનુષ્યત્વનું અમાનુપ સ્થાન ખોયું છે. એમના જવા માટે શોક કરવા કરતાં એમના ગુણનું કીર્તન કરી એવા અન્ય સુજનો નીપજે એ જ એ પુરુષ પ્રતિ પિતૃનિર્વિશેષ પ્રેમથી બંધાયેલા અમારા હૃદયની પ્રાર્થના છે.

ઑગસ્ટ, ૧૮૮૫

પૂઠા ૨ ઉપર 'આત્મનિમજ્જન' પ્રગટ થવાની જાહેરાત

છે. ઉપરાંત નવા વર્ષથી વેદાન્તસૂત્ર, કોંગ્રેસ (વિશે શ્રી છ. એસ. મુકાદમ લખશે.) અને સંગીત વિશે લખાશે એવી જાહેરાત છે. માસિકના કાગળ અને છાપકામ વિશે ફરિયાદ થતાં આ અંકથી તેમાં સુધારો કરેલો છે.

**કડવો અનુભવ :** નિર્બળ કાવ્યતત્ત્વવાળી ગઝલ. પાંથ અને હંસના સંવાદરૂપે પૃથ્વી છંદમાં મૂકેલી નીચેની સુંદર અન્યોક્તિ કદાચ કાન્તની હશે :—

પાંથ:—અયે પ્રથમ કાલના પરિચયે કહું છું જરા
દરેક હિતનાં સખે વચન માનજે તું ખરાં।
સરોવર તજી ગયાં ઇતર પક્ષિઓ તે ભલે
ન હંસ, તુજને ઘટે જવું તથાપિ અન્ય સ્થલે ॥

હંસ:—ગએલ હતિ જે પ્રિયા અધિક જીવથી એકદા
ગઈ પણ તજી અરે, સહ વિહંગની એ પદા।
વિના કમલ વૃત્તિએ સહિ વિશેષ સંતાપને
હવે પથિક શા સુખે વસવું ? કહે તું મને ॥

પાંથ:—પ્રતપ્ત રવિ આથમે વહિ નિદાઘ આ જ્યાં જશે
જલે પૂરિત આ સરે વિકચ વારિ જો ત્યાં થશે।
ગયા સુખ તણા વળી દિવસ એ ફરી આવશે
મરાલ મનમાં જરા પણ ન ખેદ તું લાવશે ॥
પ્રતીકાર નહીં બીજો દૈવ દુઃખ નિવારવા।
ચાલ્યો પાંથ કહી એવું હંસને ધૈર્ય ધારવા ॥

**ગામડાની સાંઝ :** ગામડાની સાંજનું સુંદર ચિત્ર આ 'મળેલા' કાવ્યમાં છે.

જામનગરના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ બાવાભાઈના (જેમની દવા મણિલાલે ઘણા વખત સુધી ખાધી હતી અને જેમની સાથે તેમને ગાઢ સંબંધ હતો) અવસાન નિમિત્તે તેમના કોઈ પ્રશંસકે વ્રજભાષામાં કવિત લખેલું છે.

**કવિતાની કલ્પના અને ભાવના :** ઈ. સ. ૧૮૯૩ માં વિલ્સન કોલેજની 'લીટરરી સોસાયટી' સમક્ષ આર. સ્કૉટે આપેલા વ્યાખ્યાનની ગુજરાતીમાં લીધેલી નોંધ કાવ્યતત્ત્વનો અભ્યાસ કરનારને ઉપયોગી થાય તેમ છે. તેમાં અંગ્રેજી કવિતાનો ઇતિહાસ આપતાં આપતાં કાવ્યતત્ત્વનો મર્મ સમજાવ્યો છે.

**ગ્રંથાવલોકન :** વિઠ્ઠલદાસ રાજારામે તૈયાર કરેલ ગૂજરાતી શબ્દાર્થસિંધુને આવકાર આપ્યો છે. અને ૧૮૮૯ માં સ્ટોકહોમ (સ્વીડન) ખાતે ભરવામાં આવેલી આઠમી ઓરીએન્ટલ કોંગ્રેસમાં વડોદરાના મહારાજા સયાજીરાવના પ્રતિનિધિ તરીકે હાજરી આપવા ગએલા ડૉ. હરિ હર્ષદ ધ્રુવે તેનો અંગ્રેજીમાં હેવાલ તૈયાર કર્યો હતો તેની ઉમળકાભરી નોંધ લીધેલી છે. તેમાં ડૉ. હરિ હર્ષદ ધ્રુવને સ્વીડનનો 'ડી. એલ. એ.'નો ચાંદ મળ્યાની તથા ડૉ. ધ્રુવે 'ભૂમિતિનાં મૂલ તત્ત્વોના બારે સ્કંધ સંસ્કૃતમાં છે એ વિષયે, ગુજરાતી ભાષા વિષયે, અને વડોદરાના પ્રાચીન શોધ વિષયે' નિબંધો લખ્યાની હકીકત પ્રત્યે વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું છે.

**ગોરક્ષા** આ લેખ 'સુદર્શન ગદ્યાવલિ'માં સમાવેશ

પામેલો નથી. મણિલાલની વિચારધારામાં છે.[1]

**લોકવૃત્ત** : ઇંગ્લેંડની પાર્લામેંટ બરખાસ્ત થઈ અને લીબરલ પક્ષને સ્થાને કોન્સર્વેટિવો આવ્યાની નોંધ છે. "ભારતના ઘણાખરા દેશહિતચિંતકો પાર્લામેન્ટમાં જઈ શક્યા નથી. મી. દાદાભાઈ પણ નીકળી ગયા છે અને કોંગ્રેસના વિરોધી મી. ભાંવનગરી દાખલ થયા છે. આવી સ્થિતિમાં આ દેશના ભવિષ્ય વિશે ઘણાકને ચિંતા થાય એ સ્વાભાવિક છે."

**દેશી સ્ત્રીઓ** : આ વિષયની નોંધ પણ ઉલ્લેખપાત્ર છે:

મીસ બીલીંગ્ટન નામની એક અંગરેજ બાઈએ આ દેશની સ્ત્રીઓની સ્થિતિનો જાતે ઘણો અનુભવ કરી કહ્યું છે કે દેશી સ્ત્રીઓની સ્થિતિ વિષે કાંઈ બોલવામાં પ્રથમ ચૂક એ છે કે તેમને આપણા કરતાં હલકી સ્થિતિમાં ગણીને આપણે તેમને સુધારવા જઈએ છીએ. અને એ વાત આપણે ભુલી જઈએ છીએ કે આપણે સુધરવા માંડયાં તે પહેલાંનો ઘણો ઉમદા સુધારો તેમને મળેલો છે. એ સુધારાના રીતરિવાજ આટલાં હજારો વર્ષથી હજી કાયમ છે તો તેમાં કાંઈ સારું પણ હશે જ, જેની શોધ કરવી રહેવા દઈને આપણે તેમાં દોષ માત્ર જ જોવા તત્પર થઈએ છીએ. મેં જે ઘણા પ્રસંગોએ તપાસ કરી છે તેમાંથી મને એમ જણાયું છે કે જ્યાં દેશી સ્ત્રીઓએ અંગરેજી કેળવણી લીધી છે ત્યાં પણ દેશી રિવાજોને મૂકી દેવાની ઇચ્છા જણાઈ નથી.

(ઇન્ડીઅન મીરર'માંથી)

## સપ્ટેમ્બર, ૧૮૯૫

## ધારેલા વળાવા સમીપ એક ગભરાએલ મનુષ્ય:

---

૧. જુઓ 'મ. વિ. ધા.', પૃ. ૧૦૪.

અંગ્રેજી ઉપરથી માલિની વૃત્તમાં લખેલું કાવ્ય.

**પ્રેમપ્રભાનું અંતર્માં સ્ફુરણ** : હરિણીમાં છે. બન્ને 'મળેલાં' છે. ભાષા ક્લિષ્ટ અને સંસ્કૃતમય છે.

**ગ્રંથાવલોકન** : 'વીસમી સદી ભાગ ૧ લા'નું વિસ્તૃત અવલોકન કરીને તે વાર્તાના લેખક મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાળાને શિષ્ટ લેખકમંડળમાં સ્થાન આપ્યું છે. પણ સાથે સાથે વાર્તાની ભાષામાં દેખાતા વ્યાકરણ, વાક્યરચના, અવતરણો, રૂઢપ્રયોગો ઇત્યાદિના દોષનો વિગતે ઉલ્લેખ કર્યો છે.

**સુધારાનું ધોરણ** : નડિયાદ 'ડીબેટીંગ સોસાયટી' માં આ વિષય પર ચર્ચા થઈ હતી. તે પ્રસંગે મણિલાલે દર્શાવેલા વિચારો આ લેખમાં મૂક્યા છે.[1]

**સનાતન હિંદુ ધર્મ** : ઑગસ્ટ, ૧૮૯૫ના 'જ્ઞાનસુધા'ના અંકમાં આ મથાળાવાળો લેખ પ્રગટ થયો. તેના ઉત્તરમાં આ લેખ છે. તેના પ્રત્યુત્તરમાં 'જ્ઞાનસુધા'માં ઑક્ટોબરમાં બીજો લેખ પ્રગટ થયો હતો.[2]

પૂઠા ઉપર શાસ્ત્રી નજલાલ કાળિદાસે પોતાના ભાઈ છોટમલાલનો કાવ્યસંગ્રહ 'ભક્તિભાસ્કર' પ્રસિદ્ધ કરેલો તેની જાહેરાત છે.

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૩૨

૨. જુઓ 'ધર્મ અને સમાજ', પુસ્તક ૧લું, પૃ. ૨૦૦–૨૧૪. વળી આ લેખ માટે જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૨૫૮.

ઑક્ટોબર, ૧૮૯૫

**નવીન વર્ષ :** મણિલાલે પૃથ્વી છંદમાં લખેલું આ કાવ્ય 'આત્મનિમજ્જન'માં છે.[૧]

**સંગીત :** આ લેખમાળા દ્વારા લેખકે સામાન્ય વાચકોને તેમ સાહિત્યરસિકોને રુચે તેવી શૈલીમાં સંગીત-કલા અને શાસ્ત્રની વિશિષ્ટતા ચર્ચી છે અને કવિતા સાથેના તેના સંબંધની ઊંડી અને તાત્ત્વિક પર્યેષણા કરેલી છે.[૨]

**ગ્રંથાવલોકન :** અહીં 'સિદ્ધાન્તસાર અને કાન્ત' એ મથાળાથી 'મળેલું' એવી સંજ્ઞાથી જે લેખ મૂકેલો છે તે મણિલાલકૃત 'સિદ્ધાન્તસાર'ની પ્રકરણવાર આલોચના કાન્તે કરેલી તેની ચર્ચારૂપ છે. 'સિદ્ધાન્તસાર'માં પ્રતિપાદિત વેદાન્તસિદ્ધાન્તનું ખંડન પાંચ હપ્તામાં કર્યા પછી છઠ્ઠે હપ્તે કાન્તનું વલણ મણિલાલ તરફે ઢળે છે અને તેમના કથનમાંથી ઉગ્રતા ઓછી થઈને કોમળ અને ઉદાર વલણ જોવા મળે છે. આ આખુંયે અવલોકન કાન્તે કાન્તા ઉપર લખેલા પત્રરૂપે રસિક શૈલીમાં લખાયેલું છે. છઠ્ઠો પત્ર કાન્તા કાન્ત ઉપર લખે છે, (આનું કારણ મણિલાલને કાન્ત આ ગાળા દરમ્યાન વડોદરે મળ્યા હતા તે છે.[૩]) એમાં 'ઇંગ્લિશ કેળવણીથી અંજાએલા' કાન્તને હિંદુ ધર્મનો ઊંડો અભ્યાસ કરીને વેદાન્તનું તત્ત્વ સમજવાનો અનુરોધ

૧. જુઓ 'આત્મનિમજ્જન' (૧૮૫૯), પૃ. ૭૬, ૩૭૫
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૬૭૫.
૩. જુઓ 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ', પૃ. ૨૨૪.

છે. આ રીતે કાન્તનો પક્ષ–પલટો થતો જોઈને 'જ્ઞાન-સુધા'ના તંત્રી અને કાન્તના મિત્ર રમણભાઈ અકળાય છે અને કાન્તાને જવાબ આપવા તત્પર થાય છે.[1] આ કાગળો એક પોસ્ટમાસ્તરને પોતાના પુરોગામીના વખતનાં જૂનાં બંડલોમાંથી જડેલા તે 'જ્ઞાનસુધા'ના તંત્રીને પ્રસિદ્ધિ અર્થે તેણે મોકલ્યા હતા એવું ગૂઢ અને રસિક વિધાન 'જ્ઞાન-સુધા'ના તંત્રીએ આ કાગળો પ્રગટ કરતી વખતે કર્યું હતું.

આ અરસામાં કાન્તે કરેલી 'સિદ્ધાન્તસાર'ની આ ટીકાનો જવાબ અહીં પ્રગટ થાય છે. તે જવાબ પ્રગટ કરતી વખતે 'સુદર્શન'ના તંત્રી પણ 'જ્ઞાનસુધા'ના તંત્રીની માફક પેલા જૂના પોસ્ટમાસ્તરવાળી વાત પાદટીપમાં આગળ ચલાવી-ને મૂળ ભ્રમ ચાલુ રાખે છે. આખી નોંધ નીચે પ્રમાણે છે:

જ્ઞાનસુધામાં 'સિદ્ધાંતસાર'નું અવલોકન 'કાન્ત' એવી સહીથી કોઈ ચલાવે છે. વેદાન્તાદિ દર્શનોના પ્રકરણ આગળ આવતાં તો કાન્તને કાન્તાનો આશ્રય કરવામાં જ જ્ઞાનની પરિસીમા જણાઈ છે! પોતે જે વાત હજી શીખે છે, તેના ઉપર આલોચના કરવાનાં ફાંફાં મારવામાં પોતાના મનનું બહુ અસ્વાસ્થ્ય દર્શાવે છે. કાન્તા અને કાન્તના કાગળોરૂપ આ અવલોકન તે તો કોઈક પોસ્ટ ઓફીસમાં બદલી ઉપર નવે નવા આવેલા પોસ્ટમાસ્તરને જૂનાં બંડલોમાંથી મળેલું છે, અને તે જ્ઞાનસુધામાં માત્ર પ્રસિદ્ધ જ થાય છે. પ્રસિદ્ધ થતાં થતાં જ્યારે અસ્વાસ્થ્યનો પ્રસંગ જ્યાં પ્રકરણ આગળ આવ્યો છે ત્યારે જે પોસ્ટ ઓફીસમાંથી આ કાગળો જડયા છે તે જગાએ જે જૂનો પોસ્ટ-માસ્તર હતો તેની પાસે એક બે કાગળો કાન્ત–કાન્તાના પક્ષપાતથી

---

[1] જુઓ 'જ્ઞાનસુધા', જુલાઈ, ૧૮૯૫નો અંક.

રહિત પણ તેમને જાણનાર તટસ્થના લખેલા રહી ગયેલા છે, તેથી તેને અત્ર પ્રસિદ્ધ કરીએ છીએ.

આ તટસ્થ વિદ્વાન તે સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવ લાગે છે. તેમણે કાન્તે કર્મ અને જ્ઞાન, ન્યાયપદાર્થ–વિભાગ, સામાન્યત્વ, ઈશ્વર અને સાંખ્ય પરત્વે કરેલાં વિધાનોમાં રહેલા દોષ સ્વસ્થપણે પ્રમાણપુરઃસર બતાવ્યા છે. વિષયનો અભિનિવેશ, સ્ફટિક જેવી નિર્મળ ભાષા અને "કાવ્યનાં સુન્દર રસમય ઉપવનો લઈ कान्ता સહવર્તમાન પડ્દર્શનના દંડકારણ્યમાં જ વિચરવું જો कान्तने ઉચિત લાગ્યું છે તો અમારી પ્રાર્થના છે मसृणचरणपातं गम्यतां भूः सदर्भा" જેવાં સૌમ્ય માર્મિક વાક્યો આ લેખનું કર્તૃત્વ આનંદશંકરનું છે એમ સ્પષ્ટ કરી આપે છે. કર્તૃત્વનો નિર્દેશ નહીં હોવાથી આનંદશંકરભાઈના લેખસંગ્રહોમાં આ લેખ સ્થાન પામ્યો નથી.[1] કાન્તે કરેલું સિદ્ધાન્તસારનું અવલોકન પાછળથી પુસ્તકાકારે પ્રગટ થયું હતું. (તે તેમણે રમણભાઈને અર્પણ કર્યું હતું.) તે કાન્તના ગદ્યના તેમજ માનસના અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી તો છે જ; ઉપરાંત આ આખીયે ચર્ચા આપણા તત્કાલીન સાહિત્યજીવનનો અનેરો રંગ દર્શાવે છે. કાન્તે લખેલું 'સિદ્ધાન્તસાર'નું અવલોકન મણિલાલ, રમણભાઈ અને આનંદશંકરે તેની

---

૧. તેવી જ રીતે નરસિંહરાવે ઉપાડેલી 'સુદર્શનકાર અને સંસારસુધારો' વિશેની ચર્ચાનો જવાબ તેમણે એ જ શીર્ષકથી 'સુદર્શન'ના વધારારૂપે લેખ પ્રસિદ્ધ કરીને આપેલો તે લેખ પણ અપ્રાપ્ય છે. આ બન્ને લેખો કોઈક સામયિક દ્વારા અભ્યાસીઓને સુલભ થવા જોઈએ.

કરેલી ચર્ચા સહિત પુનઃ પ્રગટ થાય તો ઓગણીસમી સદીમાં આપણે ત્યાં થયેલ તત્ત્વવિચારના એક રસિક પ્રકરણ પરથી પડદો ઊપડશે.

કર્મ : ગીતાબોધિત કર્મની ચર્ચા

હિંદ રાજ્યકારભારનું સિંહાવલોકન ''ઇન્ડિયન એડમીનીસ્ટ્રેશન : એ રિટ્રોસ્પેક્ટ' એ જે. ડાકોસ્ટાના લેખનો ગુજરાતી અનુવાદ.

---

૧. કાન્તના અવસાન નિમિત્તે તેમને શ્રદ્ધાંજલિ આપતી વખતે 'જ્ઞાનસુધા'ના તંત્રી રમણભાઈએ આ પ્રસંગનું આર્દ્ર ભાવે સ્મરણ કર્યું છે તે નોંધવા જેવું છે. તેઓ કહે છે : 'આ અવલોકન વિષે મણિશંકરે ૧૮૯૭માં લખેલું કે એ અવલોકન વાચનારાઓ જોઈ શક્યા હશે અને જોઈ શકશે કે તે શરૂ થયું ત્યારે ગ્રંથના વિષય સંબંધી લેખકને થોડું જ્ઞાન હતું . . .' મણિશંકરના વિચારો કાંઈક પરિવર્તન પામ્યા હતા ખરા પણ એ અવલોકન અજ્ઞાનમય અને અયોગ્ય સાહસવાળું હતું એ વચનોથી તેમણે મતાંતર પ્રતિ ઉદાર થઈ પોતાને અન્યાય કર્યો " "આ અવલોકન લખાતું હતું તે દરમ્યાન મણિશંકર મારી જોડે વખતોવખત એ વિશે ચર્ચા કરતા અને એક બે પ્રસંગે 'જ્ઞાનસુધા'ના તંત્રી તરીકે કેટલાક વિચાર સંબંધે મેં મારી ટીકા પ્રસિદ્ધ કરેલી." કાન્તે એને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરતી વખતે રમણભાઈને અર્પણ કરતાં કાઢેલા ઉદ્ગારોનું સ્મરણ કરીને રમણભાઈ કહે છે " એ આનંદમય દિવસોની સ્મૃતિ જાગૃત થતાં આજે એ તીવ્ર ઉત્કંઠાઓવાળી અને ઉચ્ચ વાસનાઓવાળી મહાન વ્યક્તિના અવસાનથી કેવી ભારે ખોટ ગઈ છે એ અતિ પીડાકર વિચાર મને દુઃખગ્રસ્ત કરે છે."

('સુમધર્મ', પુ ૨, અ. ૫, શ્રાવણ ૧૯૭૯, પૃ ૪૨૩-૪૨૫)

વધુ વિગતો માટે વાંચો, 'મણિલાલ નભુભાઈ જીવનરંગ', પૃ ૨૨૩-૨૩૨; 'મણિલાલ નભુભાઈ સાહિત્યસાધના', પૃ ૯૯-૧૦૬; 'મણિલાલ અને મણિશંકર' (લે. ધીરુભાઈ ઠાકર) 'ગુજરાત-મિત્ર'નો દીપોત્સવી અંક, સંવત ૨૦૧૬

આ અંકથી 'બ્રહ્મમીમાંસા અથવા વેદાન્તદર્શન'નું શાંકર ભાષ્ય સમેત ભાષાંતર અને વિવરણ શરૂ થાય છે. ગ્રંથરૂપે સાચવી શકાય તે માટે તેનાં પાનાં છૂટાં આપવાની પદ્ધતિ રાખી છે. લેખક મણિલાલ પોતે છે.

નવેંબર, ૧૮૯૫

**સુષુપ્તિ**: 'મળેલું' કાવ્ય. લાગણી પોચટ અને ક્લિષ્ટ ભાષાવાળું.

**ગ્રંથાવલોકન**: અનુભવિકાનું (કર્તા બહેરામજી મલબારી) એકંદરે ગુણદર્શી અવલોકન.

**આવતી નેશનલ કૉન્ફરન્સ**: કોંગ્રેસના મંડપમાં સંસારસુધારાસમાજને મળવા નહીં દેવાના લોકમાન્ય ટિળકના આગ્રહને કારણે થયેલા સંઘર્ષનો ઉલ્લેખ આ લેખમાં ખાસ ધ્યાન ખેંચે છે.

ડિસેંબર, ૧૮૯૫

**દુઃખીને દિલાસો**: કલાપીની ગઝલની હલક લાગે છે.

**એક સંસારીને સમજણ**: તોટકવૃત્તમાં લખેલું સામાન્ય કાવ્ય છે. કવિ અજ્ઞાત.

**મારું પંખીડું અને વીંધાયેલું હૃદય**: કલાપી અથવા શ્રી જટિલ કે ત્રિભુવન પ્રેમશંકર જેવા કલાપીના શિષ્યની બન્ને કૃતિઓ જણાય છે. પહેલી ગઝલ છે, બીજી શિખરિણીમાં છે.

**ગ્રંથાવલોકન :** શ્રી મણિશંકર રત્નજી ભટ્ટના સુપ્રસિદ્ધ ગ્રંથ 'શિક્ષણનો ઇતિહાસ'ની વિસ્તૃત આલોચના.

**કોંગ્રેસ બેવફાદાર છે? :** આ લેખ અગાઉ જાહેરાત કર્યા મુજબ શ્રી જી. એસ. સુકાદમે લખ્યો હોય એમ લાગે છે.

**જોન બુલ :** અંગ્રેજ પ્રજાની ખાસિયતનું વ્યંગચિત્ર આપતી લેખમાળા.

જાન્યુઆરી, ૧૮૯૬

**મૃત્યુ :** કલાપીનું સુપ્રસિદ્ધ કાવ્ય. તેની ઉપર વિવરણ મણિલાલે પોતે લખ્યું છે. તે 'કલાપીના કેકારવ'માં સામેલ કરવું જોઈએ.[1]

**ગ્રંથાવલોકન :** રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ મી. મેકનોટને પોતાના રાજવી શિષ્યોને ઉપદેશેલાં અંગ્રેજી વ્યાખ્યાનોના ઇડરના મહારાજા શ્રી કેસરીસિંહજીએ કરેલા ભાષાંતરનું અવલોકન.

**મારું જીવનચરિત :** 'ગુલાબસિંહ' પૂરો કર્યા પછી સુદર્શનકારે એક મૌલિક નવલકથા લખવાનો પ્રયત્ન કર્યો તે આ. ૧૮૯૭ના સપ્ટેંબર સુધીમાં તેનાં સાત પ્રકરણો પ્રગટ થયાં. પણ પછી તે વાર્તા કદી પૂરી થઈ જ નહીં! આ નિબંધાત્મક શૈલીની વાર્તાની સાહિત્યિક ગુણવત્તા નહિ જેવી જ છે. મણિલાલને એની પ્રતીતિ થઈ હશે એટલે જ

---

૧. જુઓ 'કેકારવ', પૃ. ૨૫.

કદાચ તેમણે વાર્તાને આગળ ચલાવવાનો પ્રયત્ન માંડી વાળ્યો હશે[1] આ અપૂર્ણ વાર્તા 'સુદર્શન ગદ્યાવલિ'માં સંઘરેલી છે.[2]

**અગીરઆરમી નેશનલ કોંગ્રેસ :** કોંગ્રેસના અધિવેશનનો ઉમળકાભર્યો અહેવાલ.[3]

**ફેબ્રુઆરી, ૧૮૯૬**

**સુખનિશ્રેણિ :** વ્રજ ભાષામાં લખાયેલું લાંબું બે હપ્તે છપાએલું ક્લિષ્ટ કાવ્ય.

**વિધિને ઠપકો અને પિતૃપ્રેમસ્મરણ :** બન્નેમાં પિતાના અવસાનનો શોક વ્યક્ત કરેલો છે. કવિત્વ સામાન્ય.

**પ્રાચીન પત્રલેખનપદ્ધતિમાં વપરાતાં ચિહ્નોનો અર્થ અને હેતુ :** શ્રી ૧, ૦૪૪, ૭૪૫ વગેરે સંજ્ઞાત્મક ચિહ્નોના અર્થપૂર્ણ ખુલાસા આપેલા છે. શૈલી અતિ સંસ્કૃતમય છે અને 'સદોદિત' જેવા પ્રયોગો છે તે પરથી લેખનું કર્તૃત્વ મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનું હશે એમ અનુમાની શકાય. લેખને અંતે તંત્રીએ નોંધ લખી છે કે "પત્રોનાં ચિહ્ન કરતાં પત્ર લખવાની જે શૈલી અને પદ્ધતિ છે, તથા દસ્તાવેજોમાં જે પદ્ધતિ અદ્યાપિ પ્રચલિત છે, તેનો ખુલાસો કોઈ લખશે તો બહુ ઉપયોગી થશે."

---

૧. વધુ વિગત માટે જુઓ 'મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના', પૃ. ૨૩૨, ૨૩૩.

૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૭૭૨.

૩. જુઓ. 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૫૯.

**ગ્રંથાવલોકન :** ડૉ. હરિહર્ષદ ધ્રુવના 'પારસ્કર ગૃહ્યસૂત્ર', અલ્હણ દેવનો નંદુલનો લેખ તથા 'વિલ્સન ફાઈલોલોછકલ લેકચર્સ' (૧૮૯૪)નું પ્રથમ વ્યાખ્યાન, એમ ત્રણ અંગ્રેજી લેખોનો સ્વીકાર.

માર્ચ, ૧૮૯૬

**આપણો વાચકવર્ગ :** સામયિકોના વાચકોની ખાસિયતોની ચર્ચા. આખો લેખ 'સુદર્શન ગદ્યાવલિમાં છે.'[1]

**સામયિક પત્રો :** ત્ર્યહિક 'લોકમિત્ર'; સાપ્તાહિકો–'સમશેર બહાદુર', 'વડોદરા વત્સલ', 'ગૂજરાતી', 'ગૂજરાતમિત્ર', 'અમદાવાદ ટાઈમ્સ', 'હિંદુસ્તાન', 'પ્રજામિત્ર'; અને માસિકો–'બુદ્ધિપ્રકાશ', 'ગૂજરાત શાલાપત્ર', 'આર્યધર્મ પ્રકાશ', 'જૈન ધર્મ પ્રકાશ', 'જ્ઞાનસુધા', 'અજબ', 'ચંદ્ર', 'વૈદ્યકલ્પતરુ', 'આઈને ઇસ્લામ', 'અવકાશ વિલાસ', 'દિનકર', 'વિદ્યાર્ક', 'વિદ્યાર્થી', 'લેઉવા વિજય', અને થિયોસોફીકલ ગ્લીનીંગ્ઝનો ટૂંકો પરિચય આપ્યો છે. તેમાંથી થોડાંક વિશેના અભિપ્રાય જોઈએ :

ગૂજરાતી : મુંબઈમાં પ્રસિદ્ધ થાય છે. ગૂજરાતીમાં ગૂજરાતમિત્ર અને આ એ બે પત્રો જ સારી સેવા બજાવે છે. અંગરેજી ભાષામાં જે લખાણુ આવે છે તે પ્રાસંગિક, અને સ્પષ્ટ ઉદ્દેશવાળું, તથા રાજકીય અને સાંસારિક વિષયોને લગતું હોય છે. ગૂજરાતી ભાગ પણુ તેવો જ ઠીક રચાય છે. આ પત્રના તંત્રીનું વલન કાંઈ પ્રાચીન ભાવના ઉપર હવણાં હવણાં લાગે છે. ભાષા ઠીક છે. રાજકીય અને સામાજિક ઉદ્દેશ પ્રધાન છે.

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૬૫૦.

બુદ્ધિપ્રકાશ : ગૂજરાતમાં જૂનામાં જૂનું અને સામયિક પત્ર માત્રનું પૂર્વજ એવું આ તેતાળીશ વર્ષનું વૃદ્ધ માસિક અમદાવાદ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી પ્રકટ કરે છે. કવિ દલપતરામ પછી એની સ્થિતિ બગડી હતી. હાલ સારી છે. સાંસારિક અને કેળવણીના વિષયો ઉપર વધારે લખાણ આવે છે. વલન 'સુધારા' તરફ વધારે છે. 'વર્નાક્યુલર સોસાઈટી' તરફના પત્રને અમુક વલન હોય એ વાત ઇષ્ટ ગણાય નહિ.

ગૂજરાત શાલાપત્ર : ગૂજરાતની નિશાળોના ઉપયોગ માટે સરકાર તરફથી આજ પાંત્રીશ વર્ષથી ચાલે છે. અમદાવાદમાં હાલ પ્રસિદ્ધ થાય છે. રા. સા. નવલરામભાઈના વખતની વિદ્વત્તા એમાંથી હંમેશને માટે ગઈ છે તથાપિ નવા તંત્રી રાં. સા. માધવલાલભાઈ એ પત્રના ખાસ ઉદ્દેશને વળગી રહી નિશાળો માટે તેને બને તેટલું ઉપયોગી બનાવવા ઘણો સ્તુતિકારક પ્રયાસ કરે છે.

જ્ઞાનસુધા : અમદાવાદ પ્રાર્થનાસમાજ તરફથી નવ વર્ષ થયાં નીકળે છે. 'સુધારા'ને નામે ચાલતી વ્યવહારભાવના અને બ્રહ્મોસમાજને નામે ચાલતી ધર્મભાવનાનો પક્ષ ધારણ કરી સારી વિદ્વત્તા સાથે ચર્ચા ચલાવે છે. ક્વચિત્ 'ભદ્રંભદ્ર' જેવી કોઈને પણ લાગુ ન પડે અને તેથી કશી અસર ન કરી શકે તેવી વાર્તાઓ યોજવાની કે વ્રતાદિકનો મર્મ ન સમજતાં ઉપહાસ કરવાની વ્યર્થ પ્રવૃત્તિ કરે છે. સાક્ષરતા સારી છે.

ચંદ્ર : ચાર વર્ષથી સુરતમાં પ્રસિદ્ધ થાય છે. કાવ્ય, સાહિત્ય, આદિ વિષયો મુખ્યત્વે કરીને ચર્ચવા એ જ ઉદ્દેશ જણાય છે. સાક્ષરતા સારી છે.

સમાલોચક : મુંબઈમાં એન. એમ. એન્ડ કંપનીએ પ્રકટ કર્યું છે. પ્રથમ અંક મળ્યો છે. વિષયો સારી રીતે યોજેલા છે, ને

સાક્ષરોને હાથે લખાયલા છે, પણ આવા પ્રયાસમાં કિયો વિશિષ્ટ ઉદ્દેશ છે તે હજી સમજાયો નથી. [૧]

### એપ્રિલ, ૧૮૯૬

**શરણુ** : 'આત્મનિમજ્જન'માં છે.[૨]

**મૈનાવંતીનું મૃત્યુ** : કાન્તનું ભાવવાહી ગીત છે.[૩]

**ચદનાન્યોક્તિ**: સંસ્કૃતના પંડિતની વૃત્તબદ્ધ રચના છે.

**ગ્રંથાવલોકન** : શ્રી કેશવલાલ હ. ધ્રુવ સંપાદિત અને ભાષાંતર કરેલ 'ગીતગોવિંદ'નું અવલોકન આ અને પછીના અંકમાં વિસ્તારથી કરેલું છે.

**એની બેસંન્ટ** : 'સુદર્શન ગદ્યાવલિ'માં છે. [૪]

### મે, ૧૮૯૬

**મનને ઉપદેશ** : સ્વ. માધવલાલ દ્વિવેદીએ[૫] 'આત્મ-નિમજ્જન'ની બીજી આવૃત્તિમાં ૧૮૯૫ થી ૧૮૯૮ વચ્ચે મણિલાલે લખેલાં પાંચ કાવ્યો ઉમેર્યાં છે. પણ સરતચૂકથી આ તેમજ આની પછીનું કાવ્ય 'કર્તવ્ય' તેમાં સામેલ થયેલ નથી. આ બન્ને કાવ્યો 'મળેલું' એવી સંજ્ઞાથી પ્રગટ થયેલ નથી. એટલે તંત્રીની રચના છે એ દેખીતું છે. વળી તેની ભાષાશૈલી પણ મણિલાલની છે. 'મનને ઉપદેશ' એ

---

૧. આખા લેખ માટે જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૩૩.
૨. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૭૭.
૩. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૧૫૧.
૪. જુઓ પૃ. ૩૦૫.
૫. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૯૨.

શીર્ષક તળે બીજાં પણ એક બે કાવ્યો 'સુદર્શન'માં છે. પણ તે મણિલાલનાં નથી.

**સો ઉત્તમ પુસ્તકો** : 'સુદર્શન ગદ્યાવલિ'માં છે.[1]

જૂન, ૧૮૯૬

**વિંધાયેલાને શિક્ષણ** : આ ગઝલમાં બેફિકરાઈ અને પ્રભુશ્રદ્ધા છે. 'મળેલું' છે.

**અભેદ** : 'આત્મનિમજ્જન'માં છે.[2]

**ગ્રંથાવલોકન** : એની બેસન્ટ કૃત વ્યાખ્યાનમાલા ભા. ૧ નું અવલોકન. સ્વ. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ મણિલાલના શિષ્ય હતા. તેમના 'પ્રારબ્ધ અને પુરુષાર્થ' નામના નાના પુસ્તકનું અવલોકન કરતાં તેઓ કહે છે કે "આ તરુણ આગળ જતાં સારા લેખ રચી શકશે એવી આશાના આ પ્રયાસમાં ઘણા અંકુર જણાય છે." નડિયાદના શા. ભાઈચંદ ગોવર્ધનદાસે રચેલ 'અંબિકા શતક ભાગ ૭'નું અવલોકન કરતાં તેનો સત્કાર કર્યો છે: "બાળાશંકરની માફક આ કવિએ પણ શક્તિની ભક્તિના રસથી પ્રપૂર્ણ હૃદયના ઉદ્‌ગારો આ કાવ્યમાં સમાવેલા સો શિખરિણી છંદમાં છે અને તેમાં કાવ્ય–ચમત્કૃતિના ઘણા આગળ પડતા અંશ જણાય છે."

જુલાઈ, ૧૮૯૬

ઊઘડતે પાને હરિ હર્ષદ ધ્રુવના અવસાનની નોંધ

---

૧. જુઓ પૃ. ૭૪૮.

૨. જુઓ 'આ. નિ.' (૧૯૫૯), પૃ. ૭૮.

મૂકેલી છે.

**હું બાવરો :** કલાપીની ભાવાવેશયુક્ત ગઝલ.[1]

**પંચદશીનું પારિતોષિક :** મણિલાલના મિત્ર અને વડોદરા રાજ્યના તે વખતના નાયબ સરસૂબા સિદ્ધપુરના રહીશ રા. સા. પ્રહ્લાદજી સેવકરામે શ્રીમદ્વિદ્યારણ્યસ્વામી-પ્રણીત 'પંચદશી'નું સારી ટીકા સહિત ભાષાંતર કરનારને રૂપિયા બસો ઇનામ આપવાનું જાહેર કરેલું તે પ્રમાણે 'સુદર્શન'ના તંત્રીને ચાર ભાષાંતરો મળેલાં. તે ભાષાંતરો મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ અને મણિલાલ નભુભાઈ દ્વિવેદીની કમીટીએ તપાસીને ઇનામ જામનગરવાળા પ્રખ્યાત શાસ્ત્રી કેશવજીના શિષ્ય શાસ્ત્રી હાથીભાઈ હરિશંકરને આપ્યાની જાહેરાત છે.

**ગૂજરાતના લેખકો અને 'વિવેચક' :** એ વર્ષ પહેલાં મણિલાલે 'ગૂજરાતના લેખકો'ની લેખમાળા શરૂ કરેલી. તેમાં તેમણે લેખકોની શૈલીના વર્ગ પાડેલા તેથી વિદ્વદ્વર્ગમાં સારી પેઠે ચકચાર જાગેલી. મુંબઈમા આ અરસામાં 'વિવેચક' નામનું પત્ર નીકળે છે તેમાં પુનઃ આની ચર્ચા ઊપડે છે. તેનો જવાબ અહીં આપ્યો છે.[2]

**વર્તમાન નાટકો :** 'સુદર્શન [illegible]નલિ' તથા[3] 'મણિલાલની વિચારધારા'માં છે.

---

૧. જુઓ 'કેકારવ', પૃ. ૨૦૫.

૨. જુઓ 'મણિલાલની વિચારધારા', ૫

૩. જુઓ 'મણિલાલની વિચારધારા', ·

ઑગસ્ટ, ૧૮૯૬

**શાપસંભ્રમ** : ખંડકાવ્ય છે. લેખક નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ.

**ગ્રંથાવલોકન** : મણિશંકર રત્નજી ભટ્ટ કૃત પ્રેસીડેન્ટ લિંકનનું ચરિત્ર (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રગટ) અવલોકાયું છે.[૨]

**નાટકે** : 'મણિલાલની વિચારધારા'માં છે.

સપ્ટેંબર, ૧૮૯૬

**નિરાશા** : કલાપીની શૈલીનું કાવ્ય છે.

**મુગ્ધાને સંબોધન** : કાન્તનું કાવ્ય છે.[૪]

**સો ઉત્તમ પુસ્તકો** : આને માટે સાક્ષરોને નિમંત્રણ આપ્યા બાદ જૂન ૧૮૯૬ના તેમજ આ અંકમાં વાચકો તરફથી ૧૦૦ ઉત્તમ પુસ્તકોની યાદી મળે છે. પહેલી યાદી ૧૧૨ પુસ્તકોની હતી અને તેનું વર્ગીકરણ યથાર્થ નહોતું. આ યાદી મુકાબલે વ્યવસ્થિત છે. નવેંબર ૧૮૯૬ના અંકમાં પણ આવી એક યાદી કોઈક વાચકે મોકલેલી પ્રગટ થઈ છે. પછી ૧૮૯૭ના મે માસમાં મણિલાલ પોતે ૧૦૦ ઉત્તમ પુસ્તકોની યાદી આપે છે.

૧. જુઓ 'આપણાં ખંડકાવ્યો', સંપાદકો : ઠાકર, ત્રિવેદી અને ભટ્ટ, પૃ. ૬૮.
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૪૬.
૩. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૧૮.
૪. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૧૩૬.

ઑક્ટોબર, ૧૮૯૬

**ત્યાગ** : કલાપીનું કાવ્ય છે.[૧]

**કાવ્ય** : આ લેખ મણિલાલની કાવ્યભાવના સ્પષ્ટ કરે છે.[૨]

**ગ્રંથાવલોકન** : 'સુંદર અને વિદ્યાનંદ'ની વાર્તાનું અવલોકન.[૩]

**સ્વરાજ્ય** : મણિલાલની મિતવાદી છતાં મુકાબલે ઉદ્દામ ગણાય તેવી રાજકીય દૃષ્ટિ આ લેખમાં જોવા મળે છે.[૪]

નવેંબર, ૧૮૯૬

**સીમા** : કલાપીનું કાવ્ય છે.[૫]

**સ્વાર્થ અને પરમાર્થ** : આખો લેખ 'મણિલાલની વિચારધારા'માં છે.[૬]

આવતી કોંગ્રેસમાં તથા સંસારસુધારાસમાજના અધિવેશનમાં ચર્ચાનાર વિષયોની યાદી મણિલાલની જાહેર પ્રશ્નો વિશેની સજાગતા બતાવે છે.[૭]

---

૧. જુઓ 'કલાપીનો કેકારવ', પૃ. ૧૯૨.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૧૫.
૩. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૪૯.
૪. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૪૬૦.
૫. જુઓ 'કેકારવ', પૃ. ૧૮૨.
૬. જુઓ પૃ. ૮૯.
૭. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૦૫.

ડિસેંબર, ૧૮૯૬

**વિદાય** : કલાપીનું કાવ્ય છે.[1]

**બુદ્ધિ અને હૃદય** : આ અગત્યના વિષય પરનો લેખ 'મણિલાલની વિચારધારા'માં પણ છે.[2] આનંદશંકર ધ્રુવે પણ આ વિષય પર લેખ લખેલો છે.[3]

મુંબઈમાં મરકી, હિંદુસ્તાનમાં દુકાળ તથા મી. કેન અને મી. ભાવનગરી : એ ત્રણ વિષયો પરની નોંધ તત્કાલીન રાજકીય પરિસ્થિતિની મણિલાલને કેવી સંગીન પકડ હતી તેનો ખ્યાલ આપે છે.[4]

જાન્યુઆરી, ૧૮૯૭

'ધર્મની સવારી' અને 'વિજયા દશમી' આ બે કાવ્યોને તંત્રીએ નવીન પદ્ધતિનાં ગણાવીને આવકાર્યાં છે, પણ તેમાં કાવ્યતત્ત્વ નહીં જેવું જ છે અને નવીનતા કશી નથી.

**ગ્રંથાવલોકન** : જટિલ સંપાદિત નરસિંહના સુદામાચરિત્રનું આ વિવેચન મણિલાલની કલમને જેબ આપે તેવું છે. જટિલના વિવેચન અને સંપાદનમાં રહેલી ક્ષતિઓ તેમણે ઝીણી નજરે જોઈને બતાવી છે.

---

૧. જુઓ 'કેકારવ', પૃ. ૨૨૯.
૨. જુઓ 'મ. વિ. ધા.', પૃ. ૯૪.
૩. જુઓ 'આપણો ધર્મ', પૃ. ૩૬.
૪. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૭૮.

**બારમી હિંદી નેશનલ કોંગ્રેસ** : આ નોંધ અગાઉ નિર્દેશેલ શ્રી જી. એસ. મુકાદમે લખી જણાય છે.

ફેબ્રુઆરી, ૧૮૯૭

**સમુદ્રકાંઠે સૂર્યાસ્ત** : કલાપીશૈલીનું કાવ્ય.

**એક સુંદર બાળક** : સુંદર કાવ્ય છે. લેખક અજ્ઞાત.

**પ્રેમીને પ્રિયાનું સ્વાગત** : શેકસપીઅરના 'વીન્ટર્સ ટેલ' નાટકના ચોથા અંકના એક ભાગનો મુક્ત અનુવાદ. 'કેકારવ'માં 'પ્રેમીની મૂર્તિપૂજા' નામે પ્રગટ.[1]

ધર્મવિભાગમાં અહીંથી દેવલોક અને સ્વપ્ન એ બે વિષયો પરની લેખમાળા શરૂ થાય છે. બન્નેના લેખક થિયોસોફીસ્ટ જણાય છે.

**હિંદી દુકાળનું ઈંગ્લંડમાં ફંડ તથા પાર્લામેન્ટમાં હિંદુસ્તાન સંબંધી ચર્ચા** : આ બન્ને નોંધો 'મળેલી' છે. તત્કાલીન ભારત અને ઈંગ્લંડના સંબંધો સમજવામાં ઉપયોગી છે.

માર્ચ, ૧૮૯૭

**અજ્ઞાન સખા પ્રતિ** : કાન્તનું કલાપીને ઉદ્દેશીને લખેલું કાવ્ય છે.[2]

**એક વેલીને** : કલાપીનું કાવ્ય છે.[3]

---

૧. જુઓ પૃ. ૧૧૧.

૨. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૮૫.

૩. જુઓ 'કલાપીનો કેકારવ', પૃ. ૨૪૧.

**મનને ઉપદેશ** : ક્લિષ્ટ રચનાવાળું બોધક પદ. લેખક અજ્ઞાત.

**દુષ્યન્ત અને શકુન્તલા** : 'શાકુન્તલ'નું રસદર્શન કરાવતી આ લેખમાળા અહીંથી અધૂરી રહે છે. તેને વિશે તંત્રીની નોંધ નીચે મુજબ છે :

આ લેખ અમારી પાસે આટલે જ પૂર્ણ થાય છે; જોકે નાટકનું અવલોકન અપૂર્ણ છે એ સ્પષ્ટ જ છે. મૂલ લેખક અધિક મોકલશે તો આગળ ચાલશે; નહિ તો આ લેખ અત્ર જ સમાપ્ત સમજવો.

પછી એ લેખમાળા આગળ ચાલી નથી.

**ગ્રંથાવલોકન**: 'ચંદા' (લેખક એક કાઠિયાવાડી) ની વાર્તાની સમીક્ષા[1].

**સિદ્ધાર્થ અને રાહુલ** : 'સુદર્શન'માં પ્રગટ થતો આ કદાચ પહેલો જ સંવાદ હશે. સંવાદની ભાષા સરલ અને પ્રાસાદિક છે. કોઈ સિદ્ધહસ્ત લેખકે લખ્યો જણાય છે.

**હિંદુસ્તાનમાં દુકાલ** : આ વિશે મણિલાલે કરેલી નિર્ભય ચર્ચા તેમની દેશભક્તિની દ્યોતક છે.[2]

એપ્રિલ, ૧૮૯૭

**ફરિયાદ શાની છે ?** : કલાપીની ગઝલ છે.[3]

**પ્રેમપદપંક્તિ** : શિશુત્વ, કિશોર, નૂતન યુવાવસ્થા વગેરે વિવિધ અવસ્થાઓનું વર્ણન વિવિધ છંદોમાં કરેલું

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૬૬૪.
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૮૧.
૩. જુઓ 'કેકારવ', પૃ. ૨૨૮.

છે. બન્ને સામાન્ય કોટીનાં કાવ્ય છે. બન્ને 'મળેલાં' છે.

**અભેદ આશા** : 'કેકારવ'માં 'આશા' શીર્ષક છે[1].

**ગુજરાતી સારા સો ગ્રંથો** : મરહુમ અને વિદ્યમાન એમ બે પ્રકારના લેખકોનાં પ્રકાશનોની યાદી કોઈક વાચકે મોકલેલી તે અહીં પ્રગટ થઈ છે.

**ગ્રંથાવલોકન** : બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા કૃત 'ઈતિહાસમાળા' તથા નરસિંહરાવ ભોળાનાથરચિત 'હૃદયવીણા' કાવ્યસંગ્રહનું અવલોકન[2]

અંગ્રેજીમાં જેને 'સેનીટેશન' કહે છે તેનો ગુજરાતીમાં અનુવાદ 'ચોખવટ' (!) કરીને એ નામનો ગ્રંથ છગનલાલ વિદ્યારામ રાવળે લખેલો તેની નોંધ લીધી છે.

મે, ૧૮૯૭

**મિત્રને નિમંત્રણ** : 'પૂર્વાલાપ'માં 'મિત્રને આમંત્રણ' છે.[3]

**પરવા** : કલાપીની ગઝલ છે. 'કેકારવ'માં 'બેપરવાઈ' શીર્ષકથી છપાઈ છે[4]

**આત્મગાન** : 'કેકારવ'માં 'હું ત્હારો હતો' એ શીર્ષક છે.[5]

---

૧. જુઓ પૃ ૪૭૫.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૯૮.
૩. જુઓ પૃ. ૧૪૧.
૪. જુઓ 'કેકારવ', પૃ. ૨૫૧.
૫. જુઓ પૃ. ૨૫૩.

**પુરાની પ્રીત** : આ ગઝલ કાન્તની છે.[1]

**સો ઉત્તમ પુસ્તકો** : મણિલાલે સો ઉત્તમ પુસ્તકોની યાદી કરવા પાછળનો ઉદ્દેશ સ્પષ્ટ કરીને ગૂજરાતી છઠ્ઠી કે અંગ્રેજી પાંચમા ધોરણ જેટલું જ્ઞાન ધરાવતા વાચકો માટે સો ઉત્તમ પુસ્તકોની યાદી તૈયાર કરી છે.[2]

**રાજભક્તિ** : રાજભક્તિ વિશેનો નિબંધ અભ્યાસપૂર્ણ છે. લેખ 'મળેલો' છે.

ઓનરેબલ મી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના અવસાનની નોંધ મૂકેલી છે. તેના છેલ્લા શબ્દો લખનારની સ્વર્ગસ્થ પ્રત્યેની ભક્તિ દર્શાવે છે :

આટલા મ્હોટા જ્ઞાનના કોશરૂપ આ પુરુષની નિર્માનિતા અને સાદાઈ તથા ગમે તેવા નાના માણસને પણ પોતાના સામર્થ્યનો ઉપયોગ કરવા દેવાની ભલાઈ, તેમને (માટે) સારી લોકપ્રિયતા મેળવી શકી છે. રાજકીય વિષયના આવા સારા જ્ઞાનવાળો નર અદ્યાપિ આપણામાં થયો નથી, ને દીર્ઘ કાળ સુધી થવાની આશા નથી. એવા પુરુષના જવાથી અમારું હૃદય ભક્તિભાવથી ખિન્ન છે.

## જૂન, ૧૮૯૭

**ભેદમાં અભેદનો સાક્ષાત્કાર** : આ ગઝલ મણિલાલની છે.[3] તેની નીચે મૂકેલું 'દિગ્દર્શન' પણ 'આત્મનિમજ્જન'માં મૂકેલું છે.[4]

---

૧. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૧૩૯.
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૭૪૮.
૩. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૮૦.
૪. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૩૭૭.

**તત્ત્વમસિ** : આ સમર્થ લેખ મણિલાલની વેદાન્તનું વિવરણ કરવાની શક્તિનો ઉત્તમ નમૂનો છે.[૧]

**રાજ્ય અને ધર્મ** : રાજકારણના મૂળમાં ધર્મતત્ત્વની પ્રતિષ્ઠા કરનાર મણિલાલ એ વિષયની ચર્ચામાં ગાંધીજીના પુરોગામી હતા એની ખાતરી આ લેખ ઉપરથી થાય છે.[૨]

જુલાઈ, ૧૮૯૭

**ઓન મી. જવેરીલાલ** : આ નિવાપાંજલિરૂપ કાવ્ય સામાન્ય કોટીનું છે.

**માની લઉં શેમાં મઝા ?** : એ ગઝલ કલાપી-શૈલીની છે.

**સત્યકામ જાબાલ** : સુપ્રસિદ્ધ ઉપનિષત્–કથામાંથી અદ્વૈત–તત્ત્વ સારવી આપતો આ લેખ પણ 'મણિલાલની વિચારધારા'માં છે.[૩]

ઑગસ્ટ, ૧૮૯૭

**ખાક–દિલ** : કલાપીની ગઝલ છે.[૪]

**નિદ્રાને આવાહન** : ઇંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થના એક કાવ્ય ઉપરથી કલાપીએ લખેલું છે.[૫]

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૧૫૫.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૮૧.
૩. જુઓ પૃ. ૧૬૦.
૪. જુઓ 'કેકારવ', પૃ. ૪૩૨.
૫. જુઓ 'કેકારવ', પૃ. ૪૬૧

સપ્ટેંબર, ૧૮૯૭

પૃથ્વી છંદમાં લખેલું 'જનસ્વભાવ', ઝૂલણામાં લખેલું 'જ્ઞાની' અને શાર્દૂલવિક્રીડિતમાં લખેલ 'પવિત્ર પ્રેમ' ત્રણે ક્લિષ્ટ શૈલીનાં 'મળેલાં' કાવ્ય છે.

ઑક્ટોબર, ૧૮૯૭

શ્રી કબીરસાહેબ કૃત જ્ઞાનરમણીની ચોપાઈઓ આ અને આની પછીના અંકોમાં મૂકેલી છે.

**વાચન** : આ ગંભીર વિચારપૂર્ણ નિબંધમાં વાચનનાં ધોરણ અને રુચિ વિશે વિચારણા કરેલી છે તે મનનીય છે.[1]

**જ્ઞાન** : જ્ઞાનનું સ્વરૂપ વિશદ શૈલીમાં નિરૂપતો ઉત્તમ લેખ.[2]

**નવીન અને પ્રાચીન** : 'સુધારા'નું યથાર્થ સ્વરૂપ સમજાવતાં નવીન અને પ્રાચીન સિદ્ધાન્તનું તારતમ્ય સમજાવ્યું છે.[3]

**પ્રજામત અને સરકાર** : લોકમાન્ય ટિળકને થયેલી સજા અને તેને અંગે થયેલા કાયદાના અર્થનું વિવેચન કર્યું છે. તેમાં મણિલાલની વિનીત છતાં ઉત્કટ દેશભક્તિ દેખાય છે.[4]

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૧૫.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૨૧.
૩. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૫૦.
૪. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૩૮.

## નવેંબર, ૧૮૯૭

રવિદાસનાં બે પદ પણ કબીર સાહેબનાં પદ સાથે મૂક્યાં છે.

**ગ્રંથાવલોકન** : 'સનાતન હિંદુ ધર્મ' અને 'કર્મ-યોગ' એ શીર્ષકના સ્વામી વિવેકાનંદે અમેરિકામાં આપેલાં બે વ્યાખ્યાનોનાં શ્રી ભગુભાઈ ફત્તેહચંદ કારભારીએ કરેલા ગુજરાતી ભાષાંતરનું અવલોકન. બીજા ભાષણના ભાષાંતરને વખાણ્યું છે અને પહેલાની ખામીઓ બતાવી છે.[1]

**નીતિ** : 'મણિલાલની વિચારધારા'માં છે.[2]

**આપણા પૂજ્ય ગુરુઓ અને વર્તમાન સમયની આવશ્યકતા** : બન્ને 'સુદર્શન ગદ્યાવલિ'માં છે.[3]

## ડિસેંબર, ૧૮૯૭

પહેલા પાના ઉપર ભારતમાર્તંડ પંડિત ગટ્ટૂલાલજીના અવસાનની નોંધ છે. તેનો કેટલોક ભાગ જોઈએ :

...બાલ્યથી જ પ્રજ્ઞાચક્ષુ થયેલા આ મહાત્માએ પોતાના પિતા પાસેથી એવું પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું કે છએ શાસ્ત્રના વિષયોમાં તેમજ વેદ, સ્મૃતિ, પુરાણ, ધર્મશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, વ્યાકરણ, જ્યો-

---

1. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૭૨.
2. જુઓ પૃ. ૬૪.
3. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', અનુક્રમે પૃ. ૧૬૮ તથા પૃ. ૫૮૨.

તિષ આદિ વિદ્યાઓના વિષયોમાં પણ તેમના નિર્ણય ઉપર ઘણા ગંભીર પ્રશ્નોના નિકાલ સમર્થ પંડિતો તરફથી પણ સોંપવામાં આવતા. આવી સર્વદેશી વિદ્વત્તાની સાથે તલસ્પર્શિતા, મર્મજ્ઞતા, અને ગ્રહણ કરવા–કરાવવાની શક્તિનો યોગ મનુષ્યમાં હોય એ એક ઈશ્વરી ચમત્કાર જેવો જ ગણાય. તેમાં પણ અવધાનશક્તિ અને શીઘ્ર કાવ્યની અતિ વિકટ કસોટીમાંથી પણ ક્ષણવારમાં પાર પડવાની કુશલતા જોનાં પંડિતજીને કોઈ અવતારી પુરુષ માનવાની જ વૃત્તિ થઈ આવતી. આટલા બુદ્ધિવૈભવ સાથે હૃદય એવું સરલ, સુરસ, નમ્ર અને વિનીત હતું કે અભિમાનના લેશ વિના તે સર્વદા સર્વને સુલભ, સુગમ અને અનુકૂલ હતા. *વૈષ્ણવધર્મના તેઓ સમર્થ પોષક હતા. ગોસ્વામી શ્રી* દેવકીનંદનાચાર્યની સાથે રહી એ ધર્મના સ્વરૂપમાં જે આધુનિક વિકૃતિઓ થઈ છે તે દૂર કરવા તેમનો ભગીરથ પ્રયત્ન હતો. તેમના પછી એ ધર્મની ધુરાનું વહન કોણ કરશે એ સંશયાત્મક છે...દામ્પત્યપ્રેમ અને સતીત્વનો મહિમા કલિકાલમાં પણ જાણે પ્રત્યક્ષ દર્શાવી મરણમાંથી પણ ઉપદેશ આપતાં હોય તેમ તેમનાં ધર્મપત્ની પણ તેમની પછી થોડા જ દિવસમાં ચાલ્યાં ગયાં છે.

**મનને ઉપદેશ, અણુ, આપણ, ગોળો અને અનંત ચૈતન્ય** : આ પાંચે રચનાઓ ‘મળેલી’ છે.

**કર્તવ્ય** : આ કાવ્ય મણિલાલનું છે.[1]

**વેદાન્ત** (પ્રાચીન અને અર્વાચીન) : વેદાન્તનું યથાર્થ સ્વરૂપ સમજાવતો આ લેખ મણિલાલનું વેદાન્તનું મૌલિક અર્થઘટન કરવાનું સામર્થ્ય દર્શાવે છે.[2]

---

૧. જુઓ ‘આત્મનિમજ્જન’ (૧૯૫૯), પૃ. ૯૨ (આ).

૨. જુઓ ‘મણિલાલની વિચારધારા’, પૃ. ૧૨૮

**પ્રાચીન અને નવીન :** મણિલાલનું સંસારસુધારા વિષયક દૃષ્ટિબિન્દુ આ લેખમાં યથાર્થ સમજાય છે. અને તેમને વિશેની અનેક ગેરસમજો દૂર થાય છે.[1]

જાન્યુઆરી, ૧૮૯૮

**મનને ઉપદેશ :** બોધક પદ છે. 'મળેલું' છે.

**શ્રીમદ્ ભગવદ્ ગીતાનો વેદાન્ત :** ગીતાના અભ્યાસીઓને આ લેખ ઉપયોગી છે.[2]

ફેબ્રુઆરી, ૧૮૯૮

**રણમાં રાત્રિ :** અંગ્રેજ કવિ સધેના એક કાવ્ય ઉપરથી રચેલું આ તેમજ 'સાંજ' કાવ્ય અને શેલીના એક કાવ્ય ઉપરથી રચેલું 'રુદન' : ત્રણે અનુકરણો 'મળેલાં' છે.

**પ્રણયસૃષ્ટિ :** સર ટી. મૂરના એક કાવ્ય પરથી, અને પ્રેમ બાયરનના એક કાવ્ય પરથી લખેલાં 'મળેલાં' કાવ્યો છે.

**ગ્રંથાવલોકન :** 'સ્વીડનબોર્ગ : લગ્નસ્નેહ અને તેનાં વિશુદ્ધ સુખોનું અવલોકન.' આ લેખ મણિલાલના કાન્તના વિચારો પર પડેલા પ્રભાવનું સૂચન કરે છે.[3]

**ઉન્નત જીવન :** આ સુંદર લેખ મણિલાલની ઉચ્ચ જીવન-ભાવના દર્શાવે છે.[4]

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૨૫૬.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૧૪૧.
૩. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૪૦૩.
૪. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૧૦૧.

**વ્યાવહારિક નીતિ :** વેદાન્તનો વ્યાવહારિક ઉપયોગ સમજાવ્યો છે.[૧]

**રાજદ્રોહની કલમમાં સુધારો અને ચાંપેકરને અપાએલી ફાંસી** વિશેની નોંધો મણિલાલનું બીજા ગુજરાતી સમકાલીન લેખકોને મુકાબલે ઉદ્દામ ગણાય તેવું રાજકીય મંતવ્ય બતાવે છે.[૨]

માર્ચ, ૧૮૯૮

**રજાની માગણી :** કાન્તનું કાવ્ય છે.[૩]

**ચેતવણી :** મણિલાલનું કાવ્ય છે.[૪]

**શબ્દકોશ :** ગૂજરાતી શબ્દકોશની યોજના સમજાવી છે.[૫]

**ગુજરાતી શાલાઓનાં ધોરણો :** તત્કાલીન પ્રાથમિક શાળાના શિક્ષણની સમીક્ષા છે.[૬]

**પ્રેમ :** મણિલાલની અભેદભાવનાનું અર્થઘટન આ લેખમાં છે.[૭]

**વ્યભિચાર :** આ લેખ તેમણે કલાપીને માર્ગ-

---

૧. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૭૨.
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૮૮–૫૮૯.
૩. જુઓ 'પૂર્વાલાપ' (૧૯૪૮), પૃ. ૧૪૦.
૪. જુઓ 'આત્મનિમજ્જન' (૧૯૫૯), પૃ. ૮૧.
૫. જુઓ 'મ. વિ. ધા.', પૃ. ૩૦૩.
૬. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૪૫૧
૭. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૫૩

દર્શન આપવા લખ્યો હતો.[1]

**પાછાં પગલાં** : મણિલાલનું રાજકીય ક્ષેત્રમાં વલણ દર્શાવતો લેખ.

એપ્રિલ, ૧૮૯૮

**બાળાશંકર ઉલ્લાસરામના અવસાનની નોંધ** : પોતાના પ્રિય મિત્રના અવસાનની આર્દ્ર કલમે નોંધ લેનાર મણિલાલને ક્યાં ખબર હતી કે તેની પછી તરત જ પોતાને પણ દિવ્ય ધામનું તેડું આવશે ? [2]

**કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.** નર્મદ અને દલપતની ભાવનાની તટસ્થ તુલના કરતો આ લેખ મણિલાલની વિવેચનશક્તિનો ઉત્તમ નમૂનો છે.[3]

**સુખી જીવન** : સેનેકાના એક લેખ પરથી લખેલ નિબંધ[4].

**શું લખવું ?** : રાજદ્રોહના નવા કાયદાથી દેશહિતૈષી પત્રકારને થતી મૂંઝવણ આ નોંધમાં વ્યક્ત થાય છે.

મુંબઈ સમાચારના સ્થાપક મી. માણેકજીના અવસાનની નોંધ છેલ્લે છે.

મે, ૧૮૯૮

**પ્રથમ નિરાશા** : કલાપીનું કાવ્ય છે.[5]

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૮૫.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૬૪.
૩. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૩૬૪.
૪. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૨૮૮.
૫. જુઓ 'કેકારવ', પૃ. ૪૮૦.

દાક્તર બુલ્હરના અવસાન વિશેની નોંધ : આ નોંધ ધ્યાન ખેંચે છે. આખી નોંધ નીચે ઉતારી છે :

વાસ્કોડીગામા પહેલવહેલો હિન્દુસ્તાનમાં આવ્યો અને પાશ્ચાત્ય જનોને હિંદુસ્તાનના અસ્તિત્વની વધામણી આપી તેનો ચારસો વર્ષનો મંગલ દિવસ હમણાં જ ન્યુસ્પેપરોમાં ગવાઈ ગયો છે. પરંતુ વાસ્કોડીગામા કે ક્લાઈવ, હેસ્ટિંગ્ઝ કે હ્યુરોઝ, તેમણે હિંદુસ્તાનમાં જે પરાક્રમ કર્યું હોય તે કરતાં અંગરેજ સરકારની નોકરીમાં રહીને પણ હિંદુસ્તાનની પ્રાચીન ભવ્યતાના ભક્ત બની હિંદુસ્તાનની પ્રજાના સત્ય સ્વરૂપને પાશ્ચાત્ય વિશ્વ આગળ ખુલ્લું કરી આપવામાં, પાશ્ચાત્ય અને અત્રત્ય પ્રજા વચ્ચે સ્નેહસંબંધ અને અનુકંપાની લાગણીમાં વધારો કરવામાં, જંગલી જુઠા કપટી અને લુચ્ચા કાળા ગુલામોની પદવીમાંથી મુક્ત કરી આપણને સુવિચારી સુશીલ પ્રામાણિક આર્યના વાસ્તવિક સ્થાન ઉપર લાવવાનો પ્રયત્ન કરવામાં જે પરગજુ પુરુષોએ કાલ અને દ્રવ્યનો ભોગ અપાવ્યો છે તેમનો આપણા ઉપર તેમ પાશ્ચાત્ય પ્રજા ઉપર થોડો ઉપકાર નથી. શરીર ઉપરના રાજ્ય કરતાં મન ઉપરનું રાજ્ય વધારે શાશ્વત અને સારું છે; અને તે ઉપજાવવાનો પ્રયત્ન કરનાર પુરુષોનો રાજા પ્રજા ઉભયે જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

સંસ્કૃત ભાષાનો પ્રથમ અભ્યાસ જોકે ગ્રીક લાટિન અને અર્વાચીન્ પાશ્ચાત્ય ભાષાઓના શબ્દોનો સંબંધ બંધ બેસતો કરવાના ઉપયોગ માટે જ બોપ, ગ્રીમ, શ્લેગલ જેવા મહાત્માઓને હાથે આરંભાયો, તથાપિ વીલ્સન, કોલબ્રુક, મ્યુર, બેલેન્ટાઈન, ગ્રીફીથ્સ, કાવેલ આદિ હિંદુસ્તાનમાં વસી ગયેલા સુજનોના પ્રયત્નોથી એ ભાષામાં રહેલાં પ્રાચીન રત્નો અને તે રત્નોથી આર્ય પ્રજાના સ્વરૂપ ઉપર પડતા પ્રકાશનો અનુભવ પણ પાશ્ચાત્ય પ્રજાઓને થવા લાગ્યો. બર્નુફ, મેક્ષમ્યુલર, ગોલ્ડસ્ટકર, ડેવીસ, રોસ્ટ, વીલીઅમ્સ આદિ પંડિતોએ આર્યત્વની વિભૂતિનો પ્રસાદ પાશ્ચાત્યોને ચખાડવા માંડ્યો, તેમ હિંદુસ્તાનના

લોકોને પોતાને પણ પોતાના વૈભવની જાગૃતિ આપી. હિંદુસ્તાનમાં વસી હિંદુસ્તાનના લોકોને યથાર્થ રીતે જાણી સમજી, આર્યત્વને પાશ્ચાત્ય પ્રજામાં પ્રિય કરવાનો પ્રયત્ન કરનાર નરરત્નોમાં જર્મન પંડિત દાક્તર બુલ્હરનું નામ ગણવામાં અમને સખેદ આનંદ થાય છે. ખેદ તેમના આકસ્મિક મરણ માટે અને આનંદ તેમણે કરેલાં કામો માટે થાય છે. તેઓએ સરકારી કેળવણી ખાતાની નોકરી મુંબઈ ઇલાકામાં અને ગૂજરાતમાં જ કરેલી છે; તેમનું નામ આજના પાકી ઉમરે પહોંચેલા ઘણાખરા સાક્ષરોને યાદ હશે. તેઓ સંસ્કૃત વિદ્યાના સારા પંડિત હતા તેમણે ઘણું લખેલું છે અને સંસ્કૃત વિદ્યાનો પોતાના દેશમાં પ્રસાર થવા માટે તેમણે નોકરી મૂકયા પછીનો બધો સમય તે જ કામમાં ગાળ્યો છે. પ્રાચીન લેખો અને ઐતિહાસિક વિષયો પરત્વે તો તેઓનું જ્ઞાન પ્રમાણભૂત હતું. આવા નરરત્નના મરણથી અમોને ખેદ થાય છે, અને એમને પગલે એમના અન્ય દેશીઓ વર્તે એ જ ઇચ્છા રહે છે.

**ચીનનું મહારાજ્ય** : કોઈક અધિકારી વિદ્વાનના હાથે લખાએલો માહિતીપૂર્ણ લેખ.

**મી. ગ્લેડસ્ટનના** અવસાન નિમિત્તે મણિલાલે લખેલી નોંધ ભવ્ય અંજલિરૂપ છે.[1]

જૂન, ૧૮૯૮

**નિર્વેદ** : શિખરિણીમાં લખેલું આ સામાન્ય કોટીનું કાવ્ય કલાપીનું છે.[2]

**સ્વામી વિવેકાનંદે અમેરિકાની ધર્મપરિષદમાં કરેલું ભાષણ** : આખા ભાષણનો શબ્દશ: અનુવાદ મણિ-

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૭૬૯
૨. જુઓ 'કેકારવ', પરિશિ.૪, પૃ. ૬૬૪.

લાલના અવસાનના માસ (ઑક્ટોબર ૧૮૯૮) સુધી ખંડશઃ 'સુદર્શન'માં પ્રગટ થયો હતો. પહેલી વિશ્વધર્મપરિષદમાં એકઠા થયેલા વિવિધ ધર્મોના પ્રતિનિધિઓમાં ભારતના પ્રતિનિધિ સ્વામી વિવેકાનંદનું વર્ણન આરંભમાં કર્યું છે તે ધ્યાન ખેંચે છે:

કાર્ડિનલ ગિબન્સની બન્ને બાજુએ પૂર્વદેશના પ્રતિનિધિઓ બેઠેલા હતા. તેઓએ પહેરેલાં વિવિધરંગી વસ્ત્રોની સુંદરતા કાર્ડિનલ ગિબન્સનાં પોતાનાં વસ્ત્રોને હઠાવતી હતી. બ્રહ્મ, બુદ્ધ અને મહંમદના અનુયાયીઓમાં ભરતખંડના પ્રતિનિધિ સ્વામી વિવેકાનંદ પોતાના ભવ્ય કાષાય વસ્ત્રથી અને કાષાય શીર્ષવસ્ત્રથી વીંટાયેલ તામ્રવર્ણું વદનથી ઝળકી રહ્યા હતા.

**શંકરાચાર્ય**: શંકરાચાર્યના જીવનકાર્યનું અવલોકન.[1]

**તુકારામ તાત્યા**: સુપ્રસિદ્ધ થિયોસોફિસ્ટ અને મહત્ત્વના સંસ્કૃત ગ્રંથો છપાવીને સસ્તી કિંમતે સુલભ કરી આપનાર, ગરીબોના બેલી જેવા તુકારામ તાત્યાની અવસાન-નોંધ.[2]

જુલાઈ, ૧૮૯૯

**રવિદાસકૃત જ્ઞાનરમણી**: આ વર્ષના પ્રથમ અંકના અનુસંધાનમાં.

**હૃદયવ્યથા**: ઊર્મિપ્રધાન શૈલીમાં લખાએલું કાવ્ય. 'કેકારવ'માં 'હૃદયસ્ખલન' શીર્ષક છે.[3]

૧. જુઓ, મણિલાલની વિચારધારા', પૃ. ૧૬૫.
૨. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૭૭૦.
૩. જુઓ પૃ. ૪૦૦.

**ગ્રંથાવલોકન** : ભીમરાવ ભોળાનાથકૃત 'પૃથુરાજ રાસા'નું તટસ્થ અવલોકન.

**બ્રાહ્મધર્મ** : સમતોલ બુદ્ધિએ વેદથી પ્રવર્તેલા ધર્મ એટલે કે બ્રાહ્મધર્મનું સ્વરૂપ બાંધીને તેની સર્વદેશીયતા બતાવી છે; તેમજ બૌદ્ધ ધર્મ તથા ખ્રિસ્તી ધર્મ સાથે તેની તુલના કરી છે. શૈલી, ભાષા, તત્ત્વદૃષ્ટિ અને સમતોલ વલણ આ લેખનું કર્તૃત્વ આનંદશંકરનું હોય એમ અનુમાન કરવા પ્રેરે છે. દા. ત., લેખને અંતે મૂકેલી આ નોંધ જુઓ :

પ્રકૃત લેખ સમાપ્ત કરતાં પહેલાં એક ખુલાસો કરવાની જરૂર છે. અત્રે 'ક્રિશ્ચિએનિટિ' અને બૌદ્ધ ધર્મને કોઈક કોઈક સ્થલે 'બ્રાહ્મધર્મ' સાથે સરખાવ્યા છે, અને તેમાં 'બ્રાહ્મધર્મ'ને જ ઉત્તમ ગણ્યો છે. આથી એમ સમજવાનું નથી કે ક્રાઇસ્ટ અને બુદ્ધ આ લેખકને થોડા માન્ય છે. જગતમાં એવા મહાત્માઓનો ઉપદેશ વસ્તુતઃ બ્રાહ્મધર્મને અંગે જ થયો હતો, પણ પાછળના વખતમાં એ એક નવીન ધર્મ તરીકે બ્રાહ્મધર્મથી જૂદો પડી ગયો, અને તે તે ધર્મને જૂદા માની અત્રે ચર્ચા કરી છે. આ વિષયમાં વિવાદને અવકાશ નથી એ તો પૂર્વે કહ્યું જ છે.

આ લેખ પણ પુનઃ પ્રસિદ્ધ કરવા જેવો છે.

**હિંદુસ્તાનની નાણાં સંબંધી સ્થિતિ** : મણિલાલની અર્થકારણમાં પણ ઠીક ઠીક ચાંચ બૂડતી હતી તેનું નિદર્શન અહીં થાય છે.[1]

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ' પૃ. ૫૯૩.

ઑગસ્ટ, ૧૮૯૮

**સમુદ્રકાંઠે ધ્યાન** : નરસિંહરાવની શૈલીનું સ્મરણ કરાવે છે. 'મળેલું' છે.

**વાણી** : ઇન્દ્રવિજય છંદમાં રચેલું શબ્દાળુ પદ્ય.

**ગ્રંથાવલોકન** : મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ લેખન અને વાચન વિશે લખેલ નિબંધના પુસ્તકનું અવલોકન.[1]

**તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ** : અધિકારભેદ સમજાવ્યો છે.[2]

**મી. ફ્રેઝ અને મી. પીટનું ઇન્ડિયાબીલ** : રાજકારણની દૃઢ પકડ દર્શાવતી નોંધ.[3]

સપ્ટેંબર, ૧૮૯૮

**એક ચંડોળને** : કલાપીનું કાવ્ય છે.[4]

**ગ્રંથાવલોકન** : મણિલાલ છબારામ ભટ્ટ કૃત 'પૃથુરાજ ચૌહાણ અને ચંદવરદાયી'નું અવલોકન.[5]

**આદિ કારણ** : આ સમર્થ લેખ આ અંકમાં તેમજ આની પછીનામાં એમ બે હપ્તે પ્રગટ થયો છે. કદાચ મણિલાલનો એ છેલ્લો નિબંધ હશે.[6]

---

૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૮૬.
૨. જુઓ 'મણિલાલની વિચારધારા', પૃ. ૧૦.
૩. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૫૯૭.
૪. જુઓ 'કલાપીનો કેકારવ', પૃ. ૨૪૨.
૫. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૮૯.

**રાજદ્રોહનો નવો કાયદો :** આ નોંધના નીચેના શબ્દો જુઓ :

એ વાત નિર્વિવાદ છે કે પ્રજાવર્ગને લખવા બોલવાની જે છૂટ મળેલી છે તે સરકારે પોતે જ આપેલી છે, ને જેણે તે છૂટ આપી છે તે તેને પાછી લેઈ લેવાનો હક ધરાવે છે. પણ જોવાનું એ છે કે વિદેશીય રાજ્યકર્તાઓ આવી રીતે લખવા બોલવા ઉપર અંકુશ મૂકવાથી દેશીઓની ખરી લાગણીઓ સમજવાને શક્તિમાન થશે નહિ, તે સાથે સરખાવતાં, દેશીઓને લખતા બોલતા બંધ કરવાથી રાજ્યની શાન્તિ સચવાશે એ લાભ કેટલો દૃઢ અને વિશ્વાસ કરવા યોગ્ય છે ! રાજા અને પ્રજાની એકતામાં વધારો થાય અને વિદેશીય રાજ્યનું વિદેશીયત્વ મટી જઈ દેશી રાજ્ય જેવી જ રાજાપ્રજાની એકતા થાય એ સર્વ કોઈનું ઇષ્ટ મધ્યબિન્દુ છે, અને તે ઉપર લક્ષ રાખતાં નીતિનિપુણ રાજ્યકર્તાઓએ આ બે વાતની સૂક્ષ્મ તુલના કરવાની બહુ આવશ્યક્તા છે.

**મી. બાલગંગાધર તિલક:** લોકમાન્ય ટિળક જેલ માંથી છૂટયા તે વખતે લખેલી નોંધ પણ મણિલાલનું મર્યાદિત છતાં સ્પષ્ટ રીતે ઉદ્દામ રાજકીય વલણ દર્શાવે છે, જેને લીધે તેઓ રમણભાઈ અને આનંદશંકરથી જુદા તરી આવે છે. જુઓ નોંધનો નીચેનો ભાગ :

એવા સંયોગો વચ્ચે મી. તિલક ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું કે જેમાં વાસ્તવિક રીતે રાજદ્રોહનો ઇરાદો હોવાનો સંભવ ન છતાં મી. તિલકને માથે આપત્તિ આવી પડી હતી. એવો વિદ્વાન અને અંગરેજી કેળવણી લીધેલો માણસ અંગરેજી રાજ્યે જે લાભ હિંદ ઉપર સિંચ્યા છે તેનું જ ઉત્તમમાં ઉત્તમ સુવાસિત પુષ્પ છે; તેને રાજદ્રોહ કરતાં રાજભક્તિમાં જ તેનું પોતાનું અને તેના દેશનું કલ્યાણ જોવા અને સમજવાની શક્તિ હોવી જ જોઈએ. અર્થાત્

એવા પુરુષનું વર્તન રાજદ્રોહવાળું હોવાનો સંભવ ન છતાં પણ તે કાલના સંયોગોની દૃષ્ટિએ જોતાં, તેમનાં વચન માત્રનો જ અર્થ તેવો થયો, અને તે શિક્ષાને પાત્ર ઠર્યા. સરકારે તેમને માફી બક્ષી એથી તિલક છ માસ વહેલા કે મોડા છૂટયા એમાં સંતોષ માનવાનું કાંઈ પણ કારણ હોય તે કરતાં વીતી ગયેલી દુઃસહ વિપત્તિને કોઈ રીતે સહન થઈ શકે તેવી કરી આપવાનો આ માર્ગ સરકારે લીધો તે સારું કર્યું છે એમ સંતોષ માનવાનું વધારે કારણ છે. મી તિલકે તુરંગમાં પોતાના સમયનો સારો ઉપયોગ કરેલો છે. અને તેનો લાભ દેશની આગળ થોડા જ સમયમાં આવવાનો સંભવ છે.[1]

૧૮૯૮ના ઓકટોબરની પહેલી તારીખે—'સુદર્શન'ના ચૌદમા વર્ષના પ્રારંભદિને—મણિલાલનું અવસાન થયુ. તે અંકમાં તેમનું છેલ્લું કાવ્ય 'અમર આશા' પ્રગટ થયુ અને વેદાન્તનો વ્યાવહારિક ઉપયોગ સમજાવતી 'અભ્યાસ'ની લેખમાળાનો છેલ્લો હપ્તો છપાયો. મણિલાલના અવસાન પછી ચારેક વર્ષ 'સુદર્શન'નું સુકાન આનંદશંકરે સંભાળ્યુ હતું. 'સુદર્શન'ની સાંપ્રદાયિક નીતિ અનુકૂળ નહીં આવતાં પછી તેમણે 'વસંત'ની સ્થાપના કરી. મણિલાલના નાના ભાઈ માધવલાલે પછી કેટલાંક વર્ષ 'સુદર્શન' ચલાવેલું, પણ પહેલાંનું તેજ એમાં રહ્યું નહોતું.